# અનુક્રમણિકા






પ્રત : ૧૦૦૦ કિંમત :

સને : ૧૯૬૧ રૂ. ૧=૫૦ નયા પૈસા

પ્રકાશક : રામુ શાહ, સસ્તું કિતાબ ઘર, રીલીફ રોડ, અમદાવાદ

મુદ્રક : શ્રી. રજનીકાન્ત કોઠારી, સુભાષપ્રિન્ટરી, મીરજાપુર રોડ, અમદાવાદ.

# ધન્યવાદ

આ પુસ્તક વિશે બે બોલ લખવા એમાં પણ ગૌરવ લેવા જેવું છે. ગૌરવ એ રીતે કે એવા જળ-પ્રવાસનું સાહસ કરવાની તક તો જીવનમાં ન મળી. હવે મળવાનો સંભવ જ નથી. પણ એ યુવાનોના જેવી ખુમારી તો ખરી. એટલે જાતે સાહસ ન કર્યું તો સાહસ ખેડનારા એ યુવાનોની ખુમારીને બીરદાવીએ તો ખરાં !

ગુજરાતને માથે એક આક્ષેપ છે. ગુજરાત શાણું છે. વ્યવહારુ છે, ઉદાર છે, વ્યાપાર, ઉદ્યોગ ધંધામાં ભારે સાહસ ખેડનારું છે. પરંતુ એના યુવાનો નાજુક પ્રકૃતિના છે. એનામાં ખડતલપણું નથી. સાહસિક વૃત્તિ નથી, પરિશ્રમ પડે કે જોખમ હોય એવી પ્રવૃત્તિ કે એવાં કામો તરફ એ ઉદાસીન રહે છે. વગેરે. આ આક્ષેપ છેક ખોટો પણ નથી. આઝાદીજંગ વખતે ગુજરાતનાં યુવક યુવતીઓએ પૂરેપૂરું ખમીર બતાવ્યું હતું. પરંતુ સામાન્ય રીતે એવાં જોખમોથી દૂર રહેવાની વૃત્તિ ખરી. ગુજરાતના યુવાનો બેકારી કબૂલ કરશે, પણ પોલીસની કે રખડપટ્ટીની કે એવી જોખમભરેલી નોકરીઓમાં જોડાવાનું એ ભાગ્યે જ પસંદ કરશે. લશ્કરી તાલીમ લઈને લશ્કરમાં જોડાવાની તો એને કલ્પના પણ ન આવે. એથીજ એવાં સ્થાનોમાં ગુજરાતીઓની સંખ્યા જુજ હોય છે. આજે એ વૃત્તિમાં પરિવર્તન થવા માંડ્યું છે. જામનગરની સૈનિક શાળામાં 'બાહુબળ' બિરુદ મેળવેલાં ગુજરાતના દશ દશ વર્ષના કુમળા કિશોરો સ્વેચ્છાથી અને ઉત્સાહપૂર્વક જોડાયા છે. પરંતુ ગુજરાતની એકંદર વૃત્તિ કંઈક આવી છે અને એ કારણે 'ગુજરાતના યુવાનો ખડતલ નથી' એવો આક્ષેપ વહોરી લેવો પડ્યો છે.

એ જ ગુજરાતનાં સાહસિક યુવાનોએ ખેડેલા જળ-પ્રવાસની આ કથા છે. એ યુવાનોએ નાનકડી હોડીઓમાં હેરત પમાડે એવો જલપ્રવાહ

કર્યો એનું આ સરસ વર્ણન છે. "હોડીમાં બેસીને નદીમાં સફર કરવી એમાં શું ? એ તો એક જાતની સહેલ છે." એમ આપણે કહી શકીએ. પણ આ યુવાનોનો, એ જલપ્રવાસ શાંત સરળ રીતે કલકલ કરતી વહી જતી નદીમાં ચાંદની રાતે કલાક બે કલાક સહેલ કરવા નીકળેલા લહેરી સહેલાણીઓનો પ્રવાસ નહોતો. એ પ્રવાસ હતો તાપી મૈયાનાં જળ ખૂંદવાનો. કેવો હતો એ પ્રવાસ ? તાપી નદીના સાંકડામાં સાંકડા પટથી વિશાળ પટમાં, છીછરાં પાણીથી ઊંડામાં ઊંડા પ્રવાહમાં, ક્યાંક ખડકો આવે, ક્યાંક પથ્થરો હોય, ક્યાંક વમળ હોય, ક્યાંક ઉપરથી પડતા જળધોધથી ઉભરાતાં ફીણવાળા અને સમુદ્રનાં મોજાંની પેઠે ઉછળતો ને હોડીઓનો કોળિયો કરી જાય એવો પ્રવાહ, ઉપર આકાશ અને નીચે પાણી એમાં અદ્દભૂત અને રોમાંચક અનુભવોથી ભરપૂર એવો ભારે સાહસિક એ પ્રવાસ હતો, એ પ્રવાસનું વર્ણન વાંચતાં કવચિત આપણને એમ પણ લાગી જાય કે "વિના કારણ આટલું બધું જોખમ ખેડવાનું પ્રયોજન શું ? આ તે કેવો શોખ ? જાણીબુઝીને ઉછળતાં ને તોફાની પૂર સમા નદીના પ્રવાહમાં હોડી ઝૂકાવીને જાન ખતરામાં મૂકવાનો, અર્થ શો ?"

તાપી મૈયાનું પ્રવાસવર્ણન વાંચતાં આવો વિચાર આવે એ જ બતાવે છે કે કેટલો જોખમી એવો પ્રવાસ હશે, અને એ એક નહિ પણ અનેક સંકટો આ જલ પ્રવાસમાં એમને નડે છે. સહેલ કરવા નીકળ્યા હોઈએ અને અણધાર્યું કંઈક સંકટ આવી પડે કે અકસ્માત થાય એમ નહીં, ઈરાદાપૂર્વક ઊભાં કરેલાં અને વધાવી લીધેલાં એ સંકટો હતાં. અમુક જગ્યાએ ખડક છે, અમુક જગ્યાએ પથ્થરો છે, હોડી ટકરાઈ જવાનો કે ઊંધી વળીને ઊંડાં પાણીમાં ગરક થઈ જવાનો પૂરેપૂરો સંભવ છે એ જાણ્યા પછી "યા હોમ કરીને પડો ફત્તેહ છે આગે"ની ખુમારીથી, ઉલ્લાસ ને ઉમંગથી હસતાં હસતાં મોતને મુઠ્ઠીમાં લઈને ખેડેલો આ પ્રવાસ હતો. જેનું વર્ણન વાંચતાં શ્વાસ થંભી જાય અને "હવે શું થશે" એ પ્રશ્ન હૈયું ગુંગળાવી મૂકે એવો એ પ્રવાસ હતો.

# ધન્યવાદ

આ પુસ્તક વિશે બે બોલ લખવા એમાં પણ ગૌરવ લેવા જેવું છે. ગૌરવ એ રીતે કે એવા જળ-પ્રવાસનું સાહસ કરવાની તક તો જીવનમાં ન મળી. હવે મળવાનો સંભવ જ નથી. પણ એ યુવાનોના જેવી ખુમારી તો ખરી. એટલે જાતે સાહસ ન કર્યું તો સાહસ ખેડનારા એ યુવાનોની ખુમારીને બીરદાવીએ તો ખરાં !

ગુજરાતને માથે એક આક્ષેપ છે. ગુજરાત શાણું છે. વ્યવહારુ છે, ઉદાર છે, વ્યાપાર, ઉદ્યોગ ધંધામાં ભારે સાહસ ખેડનારું છે. પંતુ એના યુવાનો નાજુક પ્રકૃતિના છે. એનામાં ખડતલપણું નથી. સાહસિક વૃત્તિ નથી, પરિશ્રમ પડે કે જોખમ હોય એવી પ્રવૃત્તિ કે એવાં કામો તરફ એ ઉદાસીન રહે છે. વગેરે. આ આક્ષેપ છેક ખોટો પણ નથી. આઝાદીજંગ વખતે ગુજરાતનાં યુવક યુવતીઓએ પૂરેપૂરૂં ખમીર બતાવ્યુ હતું. પરંતુ સામાન્ય રીતે એવાં જોખમોથી દૂર રહેવાની વૃત્તિ ખરી. ગુજરાતના યુવાનો બેકારી કબૂલ કરશે, પણ પોલીસની કે રખડપટ્ટીની કે એવી જોખમભરેલી નોકરીઓમાં જોડાવાનું એ ભાગ્યે જ પસંદ કરશે. લશ્કરી તાલીમ લઈને લશ્કરમાં જોડાવાની તો એને કલ્પના પણ ન આવે. એથીજ એવાં સ્થાનોમાં ગુજરાતીઓની સંખ્યા જુજ હોય છે. આજે એ વૃત્તિમાં પરિવર્તન થવા માંડયું છે. જામનગરની સૈનિક શાળામાં 'બાજીખાઉ' બિરૂદ મેળવેલાં ગુજરાતના દશ દશ વર્ષના કુમળા કિશોરો સ્વેચ્છાથી અને ઉત્સાહપૂર્વક જોડાયા છે. પંતુ ગુજરાતની એકંદર વૃત્તિ કંક આવી છે અને એ કારણે 'ગુજરાતના યુવાનો ખડતલ નથી' એવો આક્ષેપ વહોરી લેવો પડયો છે.

એ જ ગુજરાતના સાહસિક યુવાનોએ ખેડેલા જળ-પ્રવાસની આ કથા છે. એ યુવાનોએ નાનકડી હોડીઓમાં હેરત પમાડે એવો જળપ્રવાહ

કર્યો એનું આ સરસ વર્ણન છે. "હોડીમાં બેસીને નદીમાં સફર કરવી એમાં શું ? એ તો એક જાતની સહેલ છે." એમ આપણે કહી શકીએ. પણ આ યુવાનોનો, એ જલપ્રવાસ શાંત સરળ રીતે કલકલ કરતી વહી જતી નદીમાં ચાંદની રાતે કલાક બે કલાક સહેલ કરવા નીકળેલા લહેરી સહેલાણીઓનો પ્રવાસ નહોતો. એ પ્રવાસ હતો તાપી મૈયાનાં જળ ખૂંદવાનો. કેવો હતો એ પ્રવાસ ? તાપી નદીના સાંકડામાં સાંકડા પટથી વિશાળ પટમાં, છીછરાં પાણીથી ઊંડામાં ઊંડા પ્રવાહમાં, ક્યાંક ખડકો આવે, ક્યાંક પથ્થરો હોય, ક્યાંક વમળ હોય, ક્યાંક ઉપરથી પડતા જળધોધથી ઉભરાતાં ફીણવાળો અને સમુદ્રનાં મોજાંની પેઠે ઉછળતો ને હોડીઓનો કોળિયો કરી જાય એવો પ્રવાહ, ઉપર આકાશ અને નીચે પાણી એમાં અદ્દભૂત અને રોમાંચક અનુભવોથી ભરપૂર એવો ભારે સાહસિક એ પ્રવાસ હતો, એ પ્રવાસનું વર્ણન વાંચતાં ક્વચિત આપણને એમ પણ લાગી જાય કે "વિના કારણ આટલું બધું જોખમ ખેડવાનું પ્રયોજન શું ? આ તે કેવો શોખ ? જાણીબુઝીને ઉછળતાં ને તોફાની પૂર સમા નદીના પ્રવાહમાં હોડી ઝૂકાવીને જાન ખતરામાં મૂકવાનો, અર્થ શો ?"

તાપી મૈયાનું પ્રવાસવર્ણન વાંચતાં આવો વિચાર આવે એ જ બતાવે છે કે કેટલો જોખમી એવો પ્રવાસ હશે, અને એ એક નહિ પણ અનેક સંકટો આ જલ પ્રવાસમાં એમને નડે છે. સહેલ કરવા નીકળ્યા હોઈએ અને અણધાર્યું કંઈક સંકટ આવી પડે કે અકસ્માત થાય એમ નહીં, ઈરાદાપૂર્વક ઊભાં કરેલાં અને વધાવી લીધેલાં એ સંકટો હતાં. અમુક જગ્યાએ ખડક છે, અમુક જગ્યાએ પથ્થરો છે, હોડી ટકરાઈ જવાનો કે ઊંધી વળીને ઊંડાં પાણીમાં ગરક થઈ જવાનો પૂરેપૂરો સંભવ છે એ જાણ્યા પછી "પા હોમ કરીને પડો ફત્તેહ છે આગે" ની ખુમારીથી, ઉલ્લાસ ને ઉમંગથી હસતાં હસતાં મોતને મુઠ્ઠીમાં લઈને ખેડેલો આ પ્રવાસ હતો. જેનું વર્ણન વાંચતાં શ્વાસ થંભી જાય અને "હવે શું થશે" એ પ્રશ્ન હૈયું ગુંગળાવી મૂકે એવો એ પ્રવાસ હતો.

સાહસ અને જોખમના ભયથી દૂર રહેનારા ગુજરાતના યુવાનોએ તાપી નદીમાં આવો નૌકા પ્રવાસ કર્યો. નદીઓ ખૂંદવાનો મનોરથ સેવતા શ્રી. ધ્રુવકુમાર પંડયા એ બહાદુર પ્રવાસી—ટુકડીના નાયક હતા. આ પ્રવાસ પહેલાં કેટલીય વાર એમણે તાપીમૈયાના જળ પર નૌકા—પ્રવાસ કરેલો અને આ લાંબા પ્રવાસ પહેલાં નર્મદા નદીનાં જળ પણ ખૂંદી નાખેલાં. આવો પ્રવાસ એ એમનો શોખ કે ધૂન માત્ર નથી. એ શોખની પાછળ ગુજરાતના નવલોહિયા યુવાનોમાં છૂપું પડેલું ખમીર ખીલવીને ગુજરાતના યૌવનધનને દેશના નવનિર્માણના કામમાં પરોવવાની તમન્ના છે. ગુજરાતના યુવાનો નદીઓ ઓળંગે, સાગર ખેડે, પર્વતારોહણ કરે અને એવાં સાહસો ખેડીને કોઈ પણ આફત કે સંકટ સામે નિડરતાથી સામી છાતીએ ઊભા રહી શકે અને ગુજરાતનું નામ દીપાવે એ એમની અભિલાષા છે.

એ અભિલાષા અને એ તમન્નાથી જ એમણે 'પરિભ્રમણ' નામની સંસ્થા શરૂ કરીને ગુજરાતનાં યુવક—યુવતીઓને આવાં સાહસો ખેડવા માટે આમંત્ર્યાં છે.

"પણ એ બધું શા માટે ? એનું પ્રયોજન શું ? એથી શો લાભ?" એવા પ્રશ્નો ઊઠે છે અને ઉઠવાનો સંભવ પણ છે, એના જવાબમાં સામા પ્રશ્નો જ પૂછી શકાય. એમને પૂછી શકાય કે, "તો પછી કશુંયે કર્યા વિના સૂતા જ રહીએ તો શું ખોટું ? તો પછી તેનસિંઘ હિમાલય પર શા માટે ચઢ્યો હતો ? તો પછી નવી નવી શોધો માટે, નવા નવા પ્રયોગો માટે માનવીઓ આખી જિંદગી ન્યોછાવર કરે છે એ શા માટે ? આવો પ્રયાસ ગુજરાતના યુવાનોમાં સાહસ—વૃત્તિ પ્રેરે, એમને બહાદુર બનાવે, યૌવનનો તનમનાટ સાચે માર્ગે વળે તો એનું મૂલ્ય કોણ આંકી શકે ? દરેક બાબતનું મૂલ્ય ધન, પદવી કે કીર્તિથી નથી અંકાતું એ સ્વીકારીએ તો આ પ્રયાસ અને અવા પ્રવાસનું શું પ્રયોજન અને એથી શો લાભ એવા પ્રશ્નો નહીં ઊઠે.

શ્રી. ધ્રુવકુમાર પંડયામાં યૌવનનું એ ખમીર અને એ ખુમારી છે. એમને એમના જેવા જ બીજા યુવાનો મળ્યા એટલું જ નહીં પણ આવા સાહસભર્યા પ્રવાસમાં એક બહેન પણ પોતાના નાનકડા પુત્ર સાથે સામેલ થયાં એ એમને માટે તો ધન્યવાદને પાત્ર છે જ, પણ આપણે સૌને માટે પણ ગૌરવ લેવા જેવું છે.

આ બંને પ્રવાસવર્ણન વાંચીને ગુજરાતને માથે જે આક્ષેપ છે એ ભૂસી નાખવાની અને ગુજરાતનું ખમીર ઝળકાવવાની પ્રેરણા સૌને મળે. એવી આશા રાખું છું અને ભાઈ ધ્રુવકુમારને એમનાં કાર્યોમાં સફળતા ઈચ્છું છું.

૯—૧૦—૬૧
સૂરત

જ્યોત્સ્ના શુક્લ



## ઘે લ છા

હોડીમાં નદીના પ્રવાસે જવાના સમાચાર ફેલાય છે, કોઇક એને ઘેલછા ગણી હસી કાઢે છે, કેટલાક એને ગાંડપણ માની મોં મચકોડે છે. કાળે અકાળે મોટેરાં બની બેઠેલાંઓના જૂથમાંથી બહાર પડેલા થોડા શબ્દો કાને અથડાય છે, "ખોટું ગાંડપણ છે," "જાતે કરીને મોતના મોંમાં ધકેલાય છે," "તુક્કા કરવાની ટેવ પડી છે," "એમ મોટા ન થવાય", "નામના મેળવવા ફાંફાં મારે છે." કેટલાક ધમકી આપી એને ખાળવા પ્રયત્ન કરે છે. કેટલાક આવી ઘેલછા તરફ દયા બતાવે છે.

બીજા બધા એ ધૂનને ભલે ઘેલછા કે ગાંડપણ કહે, મારે મન જીવનમાં મળેલી એ મહામૂલી દીક્ષા છે.

આજના અસ્તિત્વ ધરાવતા સમાજને પલટી નાખી, જે સમાજમાં શોષણ કે અન્યાયનું નામનિશાન ન હોય, જે સમાજના અંગેઅંગમાં કોઈપણ પ્રકારના શોષણ કે અન્યાય સામે ટક્કર લેવાની તાકાત હોય, તેવો સમાજ રચવાનાં સ્વપ્નાં સેવતા જુવાનના દિલને ગુંગળાવવા ચારકોરથી સમાજના પ્રલોભનોની ચુડ બરાબર ભીડાતી હોય ત્યારે એ જુવાનને સમાજના પ્રલોભનો સામે ટક્કર ઝીલવાની, કાળ અને સ્થળના બંધનમાં જકડાયેલા તથા આંખ મીંચી આગળ ધસતા એ પ્રચંડ માનવ સમુદાયના પ્રવાહની સામે થવાની અને અડગ શ્રદ્ધાથી પોતાના ધ્યેયપર ચીટકી રહેવાની તાકાત કોણ બક્ષે છે ?

સમાજના અન્યાયો અને સિતમોનો મુકાબલો કરી, ધારેલા માર્ગે આગળ વધવાની ખુમારી એનામાં કોણ સીંચે છે?

કાળ અને સ્થળનાં બંધનો ફગાવી, હાથ ધરેલું કાર્ય પૂરું કરીને જ ઝંપવાની તમન્ના સાથે જીવન જીવી જવાની પ્રેરણા એ જુવાન ક્યાંથી પ્રાપ્ત કરે છે?

ભૌતિક સંપત્તિના ચળકાટમાં અંધારે છવાયેલાં એના ચક્ષુઓ પરથી એ અંધકાર હઠાવી, સાચાં અને સાત્વિક સૌંદર્યનું દર્શન કરાવી, ઉર્મિ—સાગરમાં હીલોળા લેતા કલ્પના—તરંગોને ઝુલે ઝુલાવી, એ જુવાનનું દિલ કોણ આનંદથી ભરી દે છે?

એને—મને એ તાકાત અને તાઝગી, એ ખમીર અને એ ખુમારી, એ પરમ આનંદ અને પ્રેરણા બધું જ કુદરતનો ખોળો ખૂંદતા મળી રહે છે. નિસર્ગે ચારેકોર પ્રસરાવેલા એ સૌંદર્યમાં–સત્યમ્-શિવમ્-સુંદરમ્‌નો સાક્ષાત્કાર થતાં જ સર્વનો સામનો કરી શકાય તેટલી અખૂટ શકિતનો ધોધ મારામાં ઉભરાય છે.

પ્રચંડ જળપ્રવાહની વચ્ચે અડગ શ્રદ્ધાથી ઊભેલા એ કાળમીંઢ ખડકને જોઈને મને ઉત્સાહ મળે છે. ધસમસતો જળપ્રવાહ સમાજના પ્રચલિત રૂઢિ—રિવાજોની યાદ આપે છે. એ ખડક સાથે અથડાતા જલપ્રવાહને પ'રિણામે ચારે બાજુ ઊડતાં જલફોરાઓમાં મને એ ખડકનું ખીલખીલાટ હાસ્ય દેખાય છે. અને એ ખડકની ચારે બાજુ પછાડ ખાઈ આગળ વધતાં જલ રાશિની ગર્જનામાં મને સમાજના ઠલવાતા રોષના ભણકારા સંભળાય છે. એ ખડક મારો ગુરૂ બની જાય છે અને એ મને તાકાત બક્ષે છે.

વચમાં આવતા પથ્થરોને ચૂરચૂર કરી નાંખી ધારેલ માર્ગે જ આગળ ધપતો જલપ્રવાહ મારામાં ખુમારી સીંચે છે.

કાળની ઘટમાળને તુચ્છકારી, સૈકાઓથી ઉન્નત મસ્તકે ઊભેલી એ તોતિંગ કરાડો મને પ્રેરણા આપે છે.

સર્જાયેલા સૌંદર્યને, કોઈ અજાણ્યા ચિત્રકારના કુશળ હાથે પોતાના અંગેઅંગમાં ભરી ચારેકોર પથરાયેલી કુદરતનો ખોળો ખૂંદતા

ખૂંદતા મને જીવન જીવવા પૂરતાં જ નહિ પણ દમબદમ આગળ વધવા માટે ઉત્સાહ અને ઉત્તેજન મળી રહે છે.

સમાજની અંદર રહી, સમાજની સાથે ભળી જઈ, માનવ જીવનનાં મુલ્યાંકનો પલટવા માટે અને એ મારફતે સમાજની નવરચના કરવા માટે, સમાજની અંદર રહેલા પ્રત્યાઘાતી તત્વો સાથે બાથ-ભીડવાને જ્યારે અખૂટ શકિતની જરૂર પડે છે ત્યારે માનવ સમાજથી દૂર ભાગી કુદરતને ખોળે હુ શરણું લઉં છું, અને ત્યાં જોઈએ તેથીયે વિશેષ શકિત અને પ્રેરણાનુ પાન મા ધરતી મને કરાવે છે પરિણામે અકલ્પનીય એવો અડગ વિશ્વાસ મારામાં અંકિત થાય છે. એટલા ખાતર જ હું, લોકો જેને ઘેલછા કે ગાંડપણ કહે છે તેવા તુક્કા ઊભા કરૂં છું અને ઉભા કરી તેમાં રાચું છું.

જ્યાં સુધી મને મારા કાર્ય માટે આવા પ્રવાસો શકિત અને પ્રેરણા આપતા રહેશે, મારા દિલમાં આત્મવિશ્વાસ પ્રગટાવતા રહેશે ત્યાં સુધી ભલે એ ગાંડપણ હોય, ઘેલછા હોય, કે તરંગ હોય, મારા એ પ્રવાસો ચાલુ જ રહેશે. ભલે એમાં કોઈનો સાથ ન મળે, સંગાથ બધો વિસારે પડે, મારા એ પ્રયત્નોને કોઈ ખાળી નહીં શકે.

સમૂહજીવનની તાલીમ મળે કે નમળે, ખડતલ જીવન બને કે ન બને, સાહસિક વૃત્તિ પોષાય કે ન પોષાય, હિંમત અને ધૈર્યના ગુણ કેળવાય કે ન કેળવાય, છતાં મને જીવન જીવી જાણવાની આવડત અને શકિત એ બક્ષે છે, એટલું જ મારે મન આવા પ્રવાસોનું મહત્ત્વ છે.

ધ્રુવકુમાર પંડ્યા

---

## પ્રકરણ પહેલું

# ' માનો ખોળો '

કેટલાક સવાલો એવા હોય છે કે, જેના જવાબો શોધ્યા જડતા નથી હોતા. દરેક વ્યક્તિના જીવનમાં આવા સવાલો ઊભા થતા હોય છે. તેના જવાબ મેળવવાના પ્રયત્નમાં બુદ્ધિને પોતાની મર્યાદા સ્વીકારવી પડે છે. આવી વખતે હૃદયના ઊંડાણમાં ડોકિયું કરતાં કોઈકવાર એનો જવાબ મળી આવે છે. તાપી નદીના નૌકા-પ્રવાસ અંગેની મારી ઘેલછાનો મારી પાસે જવાબ નહોતો. મારા અતિ નિકટના અનેક મિત્રોને પણ નવાઈ લાગતી. તેઓ દરેક વખતે સવાલ કરતા કે, "અલ્યા, એકની એક જગ્યાએ ચાર પાંચ વાર જઈ આવ્યા છતાં હજી ધરાયો નથી કે ફરી ફરીને ત્યાં દોડે છે? એવું તે શું એ નદીએ કામણ કર્યું છે?" આનો મારી પાસે અત્યાર સુધી જવાબ નહોતો. આ વખતના પ્રવાસ દરમ્યાન હૃદયના ઊંડાણમાં ઊતરી જવાની તક મળી અને એ તક મળતાં મને જવાબ મળી આવ્યો તો ખરો, પણ તે સવાલ સ્વરૂપે "માનો ખોળો ખૂંદવામાં બાળકને કદી કંટાળો આવ્યો છે કે મને તાપીનો ખોળો ફરીફરીને ખૂંદવામાં અણગમો ઊપજે કે કંટાળો આવે?"

### માતાની ગોદ

ગળથૂથીથી માંડીને જેના નીરનું પાન કરતાં કરતાં આ કાઠુ ઘડાયું છે, જેને કિનારે વરસોના વરસો દિનરાત કલાકો સુધી ભટકતાં ભટકતાં કે બેસી રહેતાં, પળે પળે રૂપ બદલતી કુદરતના સહચારના પરિણામે આ મનનો ઘાટ ઘડાયો છે. ઉનાળાના દિવસો હોય અને ઓટનો સમય હોય, તો પાણી માપતા માપતા આ પારથી પેલે પાર દોટ મૂકતા કે પછી દરિયા તરફથી આવતાં ભરતીનાં પાણી અને સામેથી આવતાં રેલનાં

પાણી સામસામા અથડાતાં હોય અને એક દ્વંદ્વ જાગ્યું હોય તેની વચ્ચે પણ ખૂબ નિશ્ચિત મને તરતાં તરતાં જોઈ કદી મને ડુબાડ્યો નથી કે અકળાવ્યો નથી. વરસતી વરસાદની ઝડીઓ વચ્ચે નદીમાં ભયંકર તોફાન જાગ્યું હોય તેમાં પણ જેણે મારી હોડીને નચવતી જ રાખી છે અને ચારે-બાજુ આનંદની છોળો જ ઉરાડે રાખી છે. બન્ને કિનારાને બાથમાં ભીડતી ૯૭, ૯૮ કે ૯૯ ફૂટની સપાટી વટાવતી ગાંડીતૂર બની વહેતી હોય છતાં તેમાં ફંગોળેલી મારી નાવને તેણે પોતાના તરંગો પર રમતી જ રાખી છે અને એમ કરતાં જેણે દિલમાં ઠસોઠસ એક અનોખી ખુમારી ભરી આપી છે, તેનો ખોળો ખૂંદતાં કંટાળો ક્યાંથી આવે? એક-વાર, બેવાર નહિ પણ પાંચ પાંચવાર તાપીના એના એ જ પ્રદેશમાં ગયા છતાં હજી ફરીવાર જવાની ઝંખના દિલમાં રહ્યા જ કરે છે. અને તેથી જ એ નદી અને એ વિસ્તારનું શબ્દચિત્ર દોરવા બેસતાં તેને ન્યાય અપાશે કે નહી અપાય તેની મૂંઝવણ રહે છે.

. .

**તો એમ કરત**

કોઈ સુંદર પ્રિયતમાનું ચિત્ર આલેખવાનું હોત તો તેની અલક લટો આલેખવા, ગિરિશિખરો સાથે ગેલ કરતી અને વારી જતાં વરસી વરસીને રોમરોમમાં ઉન્માદ જગાવતી એ વાદળીઓની જામેલી રસ-મસ્તીને પરિણામે ઘોળાયલ રંગના ઘડાના ઘડા ભરી લાવી ઠાલવતે, ક્યાંક સોળે કળાએ ખીલી ઉઠેલા શતદલ પાસે વાનું નહીં તો ફક્ત તેની બે પાંદડીઓની યાચના કરી તેની આંખો બનાવતે અને ઝબકતી વીજળીના તેજ ચોરી લઈ તેના અંજન બનાવતે. મહાકવિ કાલિદાસના ચરણ સેવી બીંબફળની દક્ષિણા મેળવી તેનાથી હોઠ રંગી કાઢતે, પોપટને પટાવી તેની ચાંચ મેળવી નાસિકા બનાવતે, નિરભ્ર વ્યોમની વિદાય લેતા દિનમણીના પ્રકાશે સુવર્ણકળશ શા ઝળહળતા હિમાદ્રીના ઉત્તુંગ શિખરો તેના સ્તનમંડળે સ્થાપતે અને કદલીવનમાં ભમી ભમી બે કમનીય કદલીસ્તંભો શોધી તેના નિતંબ બનાવી એક અલૌકિક મૂર્તિ ખડી કરી દેત. પણ આ તો મા

જેવી મા. તેની વાત્સલ્યભાવ છલકાતી આંખો અને શાંત, ગંભીર છતાં સૂર્ય-પુત્રી નામ સાર્થક કરતી ઝગઝગતી મુખમુદ્રા, મહાકવિ-ત્રિવિક્રમે 'નલચમ્પૂ' માં જેનાં નીરને:-

यस्ये तस्या सकृदपि मदन्नर्तिताम्भोजराजि,
प्रेंखत्तत्र व्यजनविधुतं वारि निहार हारि ।
राधोभाजां पिबति कुसुमैर्वासित पादपानां,
पीयूषाय स्पृहयति ततः किं क्वचिन्नाकलोकः ॥

કહી નવાજ્યાં છે, તેવાં નીર કે જેનું પાન કરતાં સ્વર્ગમાં વસતા લોકોને અમૃત પીવાની પણ તૃષ્ણા નથી રહેતી, તેવી એ "તપતી"નું ચિત્ર દોરવા માટે વિમાસણ થાય તે સ્વાભાવિક છે. આમ છતાં તે વિસ્તારનું અને તે નદીનું ચિત્ર દોરવાનો એક આછો પ્રયાસ આદરૂં છું.

સંકલ્પ ફળ્યો

આરકાટીના એ પ્રદેશમાં ભયંકર અંધારી રાત હોય કે ચાંદની રાત હોય પણ અતિ વેગે ધસમસતા, પથ્થરોમાં બેફામ પછડાતાં અને ચારેકોર ફોરાં ઉડાવતા એ પ્રવાહમાં પગ ઝબોળી, પથ્થરની શીલા પર આસન જમાવી કરેલ કંઈ કેટલાય સંકલ્પમાંના એક સંકલ્પે આકાર લીધો હતો. આ વખતે તા. ૧-૧૧-૬૦ને દિવસે જ્યારે સુરત સ્ટેશન પરથી અમારો નવ જણાંનો કાફલો પ્રકાશાથી ઉકાઈ સુધીના તાપી નદીના નાનકડા સાત દિવસના જળપ્રવાસ માટે ઉપડ્યો ત્યારે તે કોઈ આમતેમથી ભેગા થયેલા કે ભેગા કરેલા બેચાર ગોઠિયાઓનો શંભુમેળો નહોતો પણ ગુજરાત રાજ્યમાં શરૂ થએલી "પરિભ્રમણ" નામની સંસ્થાના સક્રિય સભ્યોનું જળપ્રવાસ અંગેની વ્યવસ્થિત તાલીમ લેવા નીકળેલું જૂથ હતું. દરેકના દિલમાં એ હોંશ હતી કે, 'આ પ્રવાસમાં થોડી ઘણી પણ તાલીમ લઈએ અને પછી વારાફરતી ગુજરાતની બધી જ નદીઓના જળમાર્ગ ખૂંદી -અને ખોળી વળીએ.'

એ જ આરકાટીના પથ્થરોમાં, ઘાઢાં જંગલના નિરવ એકાંત વચ્ચે સ્ફુરેલો વિચાર. સુરત છોડી અમદાવાદમાં વસવાટ કરતાં એ વિચારને વિકસવા યોગ્ય સ્થાન મળ્યું, એવા જ વિચારોને મગજમાં ભરી અમદાવાદના શહેરી જીવનમાં આગવું સ્થાન ધરાવતી કેટલીક ધુરંધર વ્યકિતઓની હૂંફ મળી અને નર્મદાના જળપ્રવાસે જમાવેલા વાતાવરણમાં "પરિભ્રમણ" સંસ્થા-રૂપે તે વિચાર આકાર પામ્યો.

મધ્યપ્રદેશમાં બેતુલા જિલ્લામાં આવેલ બેતુલ પહાડને નામે ઓળખાતા વિંધ્યગિરિમાળાના એક ભાગમાં મૂળતાઈ પાસે તાપીનું ઉદ્દગમ સ્થાન છે. મધ્યપ્રદેશના બેતુલા અને નેમાર જિલ્લામાં લગભગ ૧૯૫ માઈલ જેટલું અંતર વટાવી, એ સૂર્યપુત્રી તપતી મીઠો મીઠો ગુંજારવ કરતી, હસતી કુદતી નાની બાલિકા સમી બરહાનપુર પાસે મહારાષ્ટ્રમાં પ્રવેશ કરે છે. મહારાષ્ટ્રમાં પણ લગભગ એટલું જ અંતર કાપી નાના ઠેકડા મારતી તે ગુજરાતમાં પ્રવેશે છે. અને ગુજરાતમાં લગભગ ૭૦ માઈલનો ડુંગરાળ પ્રદેશ વટાવી તેટલા જ માઈલના સપાટ પ્રદેશમાંથી વહીને ખંભાતના અખાતને મળે છે. આમ તો પુરાણમાં તેની ઓળખ 'भानोः सुता संवरणस्य भार्या तापी सरित्पापमघस्य हन्त्री ।' એટલે કે 'સૂર્યની પુત્રી, સંવરણની પત્ની, સર્વ પાપોનો નાશ કરવાવાળી આ તાપી નદી છે,' એ રીતે આપવામાં આવી છે. પણ તેના વાત્સલ્ય ભાવનો વધુ પરિચય તો એ જ નદી સાથે સંકળાએલ પુરાણ કથા આપે છે. આ પુરાણકથામાં તાપી અને રેવા બન્નેને સૂર્યની પુત્રીઓ ગણવામાં આવી છે, એ કથા એવું કહે છે કે, બન્ને સૂર્ય પુત્રીઓ સાગરઘેલી થઈ ને સાગરને વરવા માટે અધીરી બની દોટ મૂકે છે. રેવા, વચમાં આવતાં જંગલો અને ડુંગરોને તોડતી ફોડતી અને ગામોને રંજાડતી આગળ વધે છે અને વહેલી પહોંચી જાય છે ત્યારે સાગરરાજ તેને દૂર થંભાવે છે. સાગર-રાજ કહે છે કે તે તો, વન-સંપત્તિને સાચવતી અને ગામડાંને સંભાળી સાંભળી વાંકીચૂકી માર્ગ કાઢતી, પ્રિતમને મળવાને અધીર છતાં શાણપણ ગૂમાવ્યા વગર પાછળ આવતી તપતીને સૌથી પ્રથમ સ્વીકારશે અને પછી જ

રેવાનું પાણી ગ્રહણ કરશે. શાંત ચિત્તે કોઈને પણ હાનિ કર્યા વગર આવી રહેલી તપતીને પરણાવવા એક કિનારે તેના પિતા સૂર્ય તેના ભાઈ અશ્વિનિકુમારો અને બીજા કિનારે તેની માતા રન્નાદે આવીને તેના આગમનની રાહ જોતાં ઊભાં રહે છે. અને તપતીને પરણાવીને સૌથી વધુ પુણ્યસલિલાનું વરદાન આપી પછી રેવાને વરાવવા જાય છે. સૂર્યે જ્યાં મુકામ કર્યો હતો તે સ્થાને વસેલું શહેર તે સૂર્યપૂર જે આજનું સુરત બન્યું અને રન્નાદેએ જ્યાં મુકામ કર્યો હતો ત્યાં આજનું રાંદેર થયું. સૂર્યપુર પાસે અશ્વિનિકુમારનું સ્થાન છે અને રાંદેર પાસે તપતી તથા સંવરણના પુત્ર કુરૂએ વસાવેલ કુરૂક્ષેત્રનું સ્થાન છે. સૂર્યે તપતીને આપેલા આશીર્વાદ મુજબ આજે પણ તાપી ભારતમાં સૌથી વધુ પવિત્ર નદી ગણાય છે. અને આજે પણ હજી ભારતીય સ્ત્રીઓ રોજ સ્નાન કરતાં કરતાં પુણ્ય પ્રાપ્ત કરવા, 'ગંગાસ્નાને, જમના પાને, રેવાદર્શને, તાપી સ્મરણેચ' એવું બોલતી સંભળાય છે. પવિત્રતા તો એવી કે પુણ્ય મેળવવા ગંગામાં સ્નાન કરવું પડે અને જમુનાના પાણીનું પાન કરવું પડે અથવા તો રેવાજીનાં દર્શન કરવાં પડે પણ તાપીનું તો માત્ર સ્મરણ કરવાથી જ પુણ્ય પ્રાપ્ત થાય. આવી, રોમ રોમમાંથી વાત્સલ્ય ભાવ નીખરતી આ પુણ્યસલિલા તપતીનો ખોળો ખૂંદવા ઈસ્વીસન ૧૯૫૨ના નવેમ્બર માસમાં સૌથી પ્રથમ વાર અમે ચાર, હું, રામુ, નરેન અને વિનોદે ભુસાવળથી હોડીઓ મૂકી ત્યારે લાંબા જળપ્રવાસના કોઈપણ જાતના અનુભવ વગર અમે ઝંપલાવ્યું હતું. પથરાળ પ્રદેશમાંથી જોશભેર આગળ ધપતાં વહેણમાં કે પછી નાના ધોધરૂપે પછાડ ખાતાં અને ઘૂમરાતાં નીરમાં તાપીએ તો માનુભાવે અમને ઉપરને ઉપર જ રાખ્યા હતા પણ સૂર્યદાદાએ અમારી બરાબર ખબર લઈ લીધી હતી.

ત્રણ ટંકનાં ફાકા

પંદરમે દિવસે કાકડાપાર પાસે જ્યારે અમે હોડીઓ ઉઠાવી ત્યારે અમને ત્રણ ટંકના ફાકા હતા. અમારા શરીરપરથી બબ્બે ત્રણત્રણવાર દાદાએ ચામડી ઉતરડી લીધી હતી. અને મુખ તો એવાં બળેલાં—ઝળેલાં

હતાં કે સુરત પાછા ફર્યા ત્યારે નળને તેની ઓળખ છુપાવવા વાસુકીએ આપેલ બાહુક વેષનો આશ્રય લેવો પડ્યો હતો. તેમ અમે બધા આપના લોકો જેવા દેખાતા હતા. ત્યારબાદ તો પ્રકાશાથી કાકડાપાર સુધીનો એ પ્રદેશ ચાર-પાંચ વાર ખેડ્યો અને પરિણામે આ વખતે જ્યારે અમે નંદરબાર ઉતર્યા અને પ્રકાશા જવા માટે એસ. ટી.ના બસ સ્ટેશન પર આવ્યા ત્યારે જાણે અમારા આગમનની જાણ અગાઉથી જ થઈ ગઈ હોય તેમ પહેલી ઉપડતી બસમાં જ અમને ત્યાંના અધિકારીએ સવડ કરી આપી. લગભગ બધા માટે અમે પરિચિત ટોળી બની ગયા હતા. આમ તો વ્યક્તિરૂપે દરેક પ્રવાસમાં કેટલીક વ્યક્તિઓ બદલાતી જ રહી હતી છતાં અમારી ઓળખ દર વખત આ રીતે આવતા પ્રવાસી તરીકેની જ રહી હતી. લગભગ ત્રણને સુમારે અમે કોરક પહોંચ્યા અને ત્યાંથી અમારો કાફલો સામાન ઉપાડી નદીના કિનારે આવ્યો.



કોતરોમાં થઈને નદી કિનારા તરફ પ્રયાણ

નદીના સામે કિનારે 'પ્રકાશા' ગામ હતું અને ત્યાં ગામથી દૂર આવેલા કેદારેશ્વરના અતિ પ્રાચીન શિવાલય સુધી અમારે પહોંચવાનું હતું. આમ તો તાપી નદી પર ૧૦૮ તીર્થસ્થાનો આવ્યાં છે એવું કહેવાય છે પણ તેમાં આ પ્રકાશાનું કેદારેશ્વર શિવાલય એ સૌથી વધુ પવિત્ર અને સૌથી વધુ પુરાણું સ્થાન ગણાય છે. શિવાલયનું સ્થાન એવું સુંદર છે અને ઘાટ પણ એવો સરસ બાંધેલો છે કે ત્યાં એક રાત પસાર કર્યા વિના આગળ વધવાનું મન જ ન થાય. કિનારે આવ્યા અને આવતાંની સાથે તુરત જ બધો સામાન ખોલી નાંખ્યો. હોડીઓ ખોલી નાંખી અને કેટલાકે હોડી ફૂલાવવી શરૂ કરી. બીજા કેટલાકે વાંસની માંચી તૈયાર કરવા માંડી અને બાકીનાઓ બધો સામાન વ્યવસ્થિત રીતે માંચી પર ગોઠવી અને બાંધી શકાય તે રીતે પોટલાં તૈયાર કરવા માંડ્યા. બે કલાકની એકધારી મહેનત બાદ બધું કાર્ય પૂરું થયું. હોડીઓ પાણીમાં મૂકી તેના પર વાંસની માંચી બાંધી, માંચી પર બધો સામાન વ્યવસ્થિત ગોઠવીને કેદારેશ્વર તરફ ત્રણે હોડી આગળ ધપાવતાં સાંજ પડી ગઈ અને અમે જ્યારે કેદારેશ્વરને ઘાટે પહોંચ્યા ત્યારે બિલકુલ અંધારું થઈ ગયું હતું.

# પ્રકરણ બીજું

# ' નિસર્ગે સંગીત છેડયું '

કેદારેશ્વરના ઘાટ પાસે પાણીમાં પથ્થરો ખૂબ હતા પણ તે બધા પાણી નીચે ઢંકાયલા પડયા હતા. નદીનો મુખ્ય પ્રવાહ ડાબા કિનારા પર હતો અને નદીનો પથરાળ પ્રદેશ શરૂ થતાંની સાથે જ કેદારેશ્વર આવે છે એટલે ત્યાં પ્રવાહ શાંત હતો અને પાણી ઊંડાં હતાં. અંધારૂ થયું હતું એટલે પાણી નીચેના પથ્થર દેખી શકાતા નહોતા. પરિણામે જરા શરતચૂક થતી કે હોડી પથ્થર પર ચઢી જતી, આવે વખતે પગ બહાર કાઢી તેનાથી પથ્થરને લાત લગાવી યા પથ્થર પર ઉતરી હોડીને બાજુ પર હડસેલી ફરીથી તેને ઊંડા પાણીમાં લઈ જઈ આગળ વધવું પડતું. કેદારેશ્વરના ઘાટ પર પહોંચતાં ત્યાં નીચે જ પથ્થરના ઘાટ પર મુકામ કરવાનું યોગ્ય માન્યું. સામાન ઉતાર્યો, માંચી છોડી નાંખી અને હોડીઓ ઉઠાવી લીધી. પહેલો દિવસ હતો એટલે થાક નહોતો લાગ્યો અને રાંધવાનું પણ હતું નહીં. સેઈફ્ટી સ્ટવ પેટાવી તેના પર કોફી માટે ગરમ પાણી મૂકી અમે ટોળે વળી બેઠા. આ વખતનાં જૂથમાં કેટલાક આવા પ્રવાસે પહેલી જ વાર આવતા હતા એટલે પ્રવાસમાં શી શી મુશ્કેલીઓ આવશે તે અંગેની વિગતો આપી અને બીજે દિવસે સવારે જ જે પહેલી કસોટી આવવાની હતી તે અંગે પૂરી સૂચનાઓ આપી. બીજે દિવસથી કોની હોડી આગળ રહેશે, કયાંથી, કેવી રીતે જવું તેનું માર્ગદર્શન કોણ આપશે, ખોરાક અંગેની વ્યવસ્થા કોણ કરશે અને હોડીઓ અંગેની દેખભાળ તથા શિબિર ખડી કરવાની વ્યવસ્થા કોણ કરશે તે નકી કર્યું. કોફી તૈયાર થતાંની સાથે, જે તૈયાર ખોરાક હતો તે છોડી અમે વાળુ પાણી કરી લીધાં. આ દરમિયાન ચાંદની પણ ખૂબ સુંદર ખીલી ઊઠી હતી. આરામનો બહુ મોટો સવાલ આજે હતો નહીં, એટલે અમારામાંના કેટલાક જે પહેલી વાર જ આ સ્થાને આવ્યા હતા તે પાસેના ટેકરાઓમાં અને શિવાલયોના ખંડિયેરોમાં ભટકવા નીકળ્યા, કેટલાક

ત્યાં જ ટોળે વળી ગીતો લલકારવા લાગ્યા. અને હું? એક બાજૂ સરસ મઝાની ચાંદની ખીલી હતી. બીજી બાજૂ પર ધીમે ધીમે વહેતા સમીરની લહરીઓ, પ્રવાહને રોકતા વચમાં પડેલા પથ્થરો અને પાણીમાં રમત કરતી માછલીઓ નદીના વિશાળ પટ પર ભાત ભાતનાં રૂપેરી ચિત્રામણો કરતાં હતાં. પથ્થરામાંથી જોશબંધ વહેતા પાણીનો કલકલ ધ્વનિ દૂર દૂરથી આવતો હતો. પાર્શ્વમાં કેદારેશ્વરનો સફેદ ઘુમ્મટ ઝળકી રહ્યો હતો. અને તેની આજુબાજુ છાયાકૃતિઓના ચિત્રામણ સમા જૂના શિવાલયોના ખંડિયેરો શોભી રહ્યાં હતાં. ભગવાન શંકરના સાંનિધ્યમાં આવા રંગમંચ પર નિઃસર્ગે કોઈ ગજબનું સંગીત છેડ્યુ હતું. મારી હૃદયવીણાના તાર ઝણઝણી ઊઠયા અને હું એ સંગીતના સૂરમાં મારો સૂર મેળવવા દૂર એક શીલા પર જઈ બેઠો. વર્ષો પહેલાં વાંચેલ ભર્તૃહરિની એક ટકોર યાદ આવી.

कान्ताकोमल पल्लवाधररस पीतो न चंद्रोदये ।
तारुण्यगतमेव निष्फलमहो शून्यालये दीपवत् ।।

'જીવતર ધૂળ છે

તેના કહેવા મુજબ જુવાની તે શું પણ જેણે ચાંદની સમયે આવા સ્થાનની મુલાકાત નથી લીધી તેનુ તો જીવતર જ નકામું ગયું છે, એવું મને લાગ્યું. હુ મારી ધૂનમાં મસ્ત હતો. અને કાંઈક ધ્યાનસ્થ હતો ત્યાં માનવીની કલ્પનાસૃષ્ટિને પોતાની મર્યાદામાં આવરી લેવા સતત પ્રયત્નશીલ રહેતા સ્થળ અને કાળ, બંનેનું ભાન કરાવતો સુરેન્દ્રનો અવાજ દૂરથી સંભળાયો. તેના અવાજમાં પ્રવાસ--નાયક તરીકેના હુકમના ભાવ કરતાં કલ્પના—સૃષ્ટિમાંથી પાછા ફરવા અને આ ધરતી પર પગ મૂકવા માટે સૂચન કરતી એક મિત્ર તરીકેની ફરજના સૂરનું પ્રાધાન્ય વધુ હતું. 'બીજા દિવસે સવારથી જ સખત પરિશ્રમ કરવાનો છે', એ ભાને મને પણ પાછો વાળ્યો, અને હું કલ્પનાસૃષ્ટિની મોજ માણવા પથારીમાં પડ્યો. સવાર કયારે પડી તેની તો મને ખબર નથી પણ ઘાટ ઉપર સ્નાનાર્થે આવેલ, કેદારેશ્વરના પૂજારીના સૂર્યને અર્ઘ્યઆપતા મંત્રોચ્ચારે મને

જગાડ્યો. પથારીમાં પડ્યા પડ્યા આંખ ખોલી જોયું તો, કાંઈક છાનું છપનું કરવા જતાં બીજાને નજરે પડી ગયેલી કોક નવોઢાના મુખ પર શરમ અને સંકોચને પરિણામે પથરાયેલી લાલીમા સમી લાલીમા પ્રાચી દિશામાં છવાયેલી હતી. સારીય કુદરત જાગી ગઈ હતી. નદીના પાણીમાં ચેતન ઉભરાતું દેખાતું હતું. પંખીઓનો કલરવ સંભળાતો હતો. પથ્થરોની વચ્ચે ઉગેલા શ્વેત પુષ્પો અને લીલાંછમ ઝાળીદાર પાનો પર ઝામેલ ઝાકળનાં બીંદુ ચમકી રહ્યાં હતાં. દિનમણીને આવકારવા પ્રકૃતિ અધીર બની હતી. એ બેના મિલનની એક ઝાંખી કરવાના લ્હાવામાંથી પણ હું રહી જઈશ એવા ભયે હું તરત જ બેઠો થઈ ગયો અને પ્રકૃતિના રોમ રોમમાં ચેતન ભરી દેતા, નવસર્જનની પ્રેરણા જગવતા એ ઊગતા દિનમણિને બિરદાવતી ઉક્તી આપોઆપજ મારા મુખમાંથી સરી પડી.

अत्यन्त यानभिन्ना क्षणमपि तमसा साकमेकत्र वस्तु ।
प्रध्नस्येद्धारुचिर्वो रुचिरविरचितस्यान्नये वस्तुनो अस्तु ॥



પાણીનો વેગ

વહેલી સવારનો સમય હતો અને ઊંઘ પણ બધાએ સારી એવી લીધી હતી. થાકની શરૂઆત હજી થઈ નહોતી એટલે આગળ પ્રયાણ આદરવા બધા ખૂબ ઝડપથી તૈયાર થઈ ગયા. ઘાટ છોડીને સામા કિનારા તરફ જઈ થોડું આગળ વધતાં જ પાણીનો પ્રવાહ વેગીલો બન્યો, વચમાં વચમાં પથ્થરો પણ વિશેષ આવવા માંડ્યા અને થોડીવારમાં જ હોડીઓ આગળ ખેંચાઈ. અત્યાર સુધીના પ્રવાસના અનુભવે એમ શીખવ્યું હતું કે, 'આગળ ધોધ નથી' તેવી જો જાણ હોય તો સૌથી વધુ વેગીલા પ્રવાહમાં જ અને જ્યાં વિશેષ પાણી ઊછળતાં લાગે ત્યાં જ હોડીઓ આગળ લઈ જવી, કે જેથી પથ્થરો સાથે ટકરાવવાનો કે ઘસાવાનો ભય ઓછો રહે અને હોડી જલદી આગળ નીકળી જાય. સામાન ઊછળીને બહાર પડવાનો કે ભીંજાવાનો કોઈ સવાલ નહોતો, પ્રવાસ દરમિયાન રબરની હોડી પર બાંધવા અમે વાંસની માંચી તૈયાર કરતા, જરા પણ હાલે નહિ તે રીતે હોડી સાથે અમે તે માંચી બાંધી દેતા અને બધો જ સામાન તે માંચી સાથે બાંધી દઈ તેના પર શઢ ઢાંકી દેતા. પાણીની ગમે તેટલી છોળો આવે તો પણ સામાનમાં પાણી જતું નહીં એટલે વેગીલા પ્રવાહમાંથી આગળ ધપતી વખતે ફક્ત જાતને જ બચાવવાની રહેતી. હોડી ઉછાળો મારે અને હોડી પરની આપણી પગની પકડ છટકી જાય તો આપણે ઉછળીને સીધા પાણીમાં જ પડીએ. જો પાસે પથ્થર હોય તો શરીરના કોઈક અવયવને સારો એવો માર પડે અને જો હોડી હાથમાંથી પણ છટકી જાય તો પછી તરતા તરતા જ કિનારો પકડવાનો રહે. જ્યારે પથ્થરમાંથી જોશબંધ પાણી વહેતાં હોય ત્યારે જેમને તરતાં ન આવડતું તેમને ખાસ સૂચના આપવામાં આવતી કે, તેમણે કયાં તો લાઈફજેકેટ પહેરી લેવું યા તો માંચીને મજબૂત રીતે પકડી રાખવી.

હોડીએ દગો દીધો

આ પ્રવાસના આગળના પ્રવાસમાં જ્યારે આ જ જગ્યાઓથી પસાર

થતા હતા ત્યારે એક હોડીએ દગો દીધો હતો. શરૂઆતથી જ તેમાં હવા ઓછી રહેતી અને તેમાં પાણી પણ ઘણું ભરાતું એટલે તેનું નામ જ અમે 'નૉટીલસ' પાડ્યું હતું. તે પ્રવાસમાં ઘોષની સરદારી નીચે તેમાં બીજા ત્રણ જુવાનો હતા. પહેલા જ વેગીલા પ્રવાહમાંથી આગળ ધપતાં પત્થર સાથે હોડી પછડાઈ અને હવા ભરવાના વાલ્વ બહાર નીકળી આવ્યા, હવા બધી જ નીકળી ગઈ અને અંદરના જુવાનો પાણીમાં પડ્યા. આમ છતાં હોડીને પકડી રાખી તરતા તરતા તેઓ કિનારે આવ્યા અને સાથે હોડીનો ભંગાર લેતા આવ્યા. આ વખતે તો બધા ખૂબ આનંદ કરતા તેમાંથી પસાર થઈ ગયા. આ પથરાળ પ્રદેશ છોડ્યા બાદ નદી શાંત બની, બંને બાજુ પર હવે વારાફરતી ગામો નજરે પડતાં હતાં અને બંને કિનારે ખેતરોની હારની હાર લાગેલી હતી. આમ તો કિનારા ઉંચા એટલે નદીમાંથી કાંઈ ખાસ જણાય નહીં પણ સવારનો સમય એટલે પાણી ભરવા આવેલ પનિહારીઓને લીધે ખબર પડે કે બંને બાજુ પર ગામો હશે. અમે પશ્ચિમ ખાનદેશના પ્રદેશમાંથી પસાર થઈ રહ્યા હતા. ગુજરાતના ગામો કરતાં અહીંના ગામો વધુ કંગાળ લાગતાં હતાં અને પ્રજા પણ ગરીબ દેખાતી હતી, છતાં લોકો દેખાવે વધુ તંદુરસ્ત લાગતા અને સ્ત્રી-પુરુષોના કાઠાં વધુ મજબુત દેખાતાં. શરૂ શરૂના પ્રવાસ વખતે તો બપોરના સમયે કામકાજમાંથી પરવારી સ્નાનાર્થે આવેલ ગ્રામસ્ત્રીઓ અમારી હોડીઓને દુરથી આવતી જોઈને જ, કાઢેલાં કપડાં હાથમાં લઈ ગામ ભણી દોટ મૂકતી પણ હવે તો અમે એમને માટે પરિચિત થઈ ગયા હતા એટલે અમારી હોડી પસાર થતી હોય છતાં ટોળે વળીને સ્નાન કરી રહેલ ગ્રામીણ સ્ત્રીઓ અમારી નજરે પડતી અને

एतस्याः सालिलावगाह समये कुर्वन्ति नित्य नृणां,
नीरन्ध्रोनन्त कर्कशस्तनतटी संघट्ट पिष्टोर्मय : ।
ग्राम्यद्भृंग निभालकै क्षणमिव व्यलोल नेत्रैर्मुखैर,
उत्फुल्लोत्पलगर्भ पंकजवन भ्रान्ति महाराष्ट्रिकाः ॥

એવો ભ્રમ પણ કોઈક કોઈક વાર થતો. પ્રવાસનો પહેલો દિવસ હતો અને અગાઉથી પૂરતી તૈયારી કરી હતી એટલે કિનારે પહોંચી હોડીઓ લાંગરી ગામમાં જવાની ખાસ જરૂરિયાત તો નહોતી રહી, આમ છતાં નદીનો પટ વિશાળ હતો, એકધારો શાંત પ્રવાહ હતો, એટલે કંટાળો આવતો હતો અને કાંઈક માહિતી ભેગી કરવાની ઈચ્છા પણ હતી; આથી કોઈક મોટું ગામ આવતાં અવાર નવાર અમે હોડી કિનારા તરફ લેતા. ગામમાંથી અમે નજરે પડયા હોઈએ તો દોડી આવેલ બાળકો કિકિયારી કરી મૂકતા અને પરિણામે કિનારે આવી પહોંચેલ ગ્રામજનો જોડે અમે થોડી વાતો કરતા. કોઈ કોઈવાર ગામમાં પણ લટાર મારી આવતા અને હોટલ જેવું કાંઈક દેખાય તો ત્યાંની ચા પણ ચાખી આવતા. આ વખતના પ્રવાસ દરમિયાન અમારી ખાસ પૂછપરછ 'ઉકાઈ ધરણ બંધાયા પછી તે ગામની પરિસ્થિતિ શું થશે, તે વિષે ગ્રામજનો કાંઈ જાણતા હતા કે નહીં તે અંગે રહેતી.' ઉકાઈની યોજના જ્યારે પૂરી થશે ત્યારે જે મોટું સરોવર બનશે તેમાં આ કિનારાનાં ઘણાં ગામો કે ગામોની જમીન પાણી નીચે જવાનાં હતાં. સરકાર તરફથી એ ગામજનો પાસે જે વિકલ્પ મૂકાયો હતો તેની સામે તેમને ખાસ અસંતોષ નહોતો, પણ પેઢી દર પેઢીથી જે ગામ સાથે પ્રીત બંધાયેલી અને જે ધરતીને ફોડીને પેદા કરેલા ધાનથી તેમનાં કાઠાં ઘડાયેલાં તે ગામ અને ધરતી છોડી હવે બીજે જવું પડશે તેનું દુઃખ તેમની વાતોમાં સ્પષ્ટ તરી આવતું હતું. મારા જેવા શહેરીને તો એ બહુ કપરું ન લાગતું અને હું તો તેમની સામે દેશના નવ-નિર્માણની અને આબાદીની વાતો કરવા માંડતો પણ અમદાવાદનો વિસ્તાર વધતાં અને અસારવા ગામની જમીનો સરકારે કબજે કરતાં સુરેન્દ્રનાં ખેતરો તેમાં ગયાં હતાં એટલે મારા કરતાં તે ગ્રામજનોની વેદનાના સૂરમાં સુરેન્દ્ર વધુ સારી રીતે સૂર પુરાવી શકતો હતો અને એ અંગેની વાતો પણ વધુ સહાનુભૂતિપૂર્વક કરી શકતો હતો. અમારે કોઈ બળવો જગાડવાની કે સત્યાગ્રહ કરવાની વાત તો તેમને કરવાની નહોતી એટલે અમારી શકિત પ્રમાણે તેમને સમજાવી

અમે પાછા ફરતા અને હોડીઓ આગળ ધપાવતા. અમારા અનુભવ મુજબ અને ખાસ કરીને ૧૯૫૨ થી અવારનવાર આ ગામોની મુલાકાતનો મોકો મને મળ્યો હતો એટલે મારા પર એવી છાપ આ વખતે તેમની વાતચીત પરથી પડી કે, ગામ લોકો વધુ સમજતા થયા હતા અને રાષ્ટ્રના પ્રશ્નો સમજવા પ્રયત્ન કરી શકે તેટલા વિશાળ મન પણ તેમનાં થયા હતાં. કોક ઠેકાણે જે થોડો ઘણો અસંતોષ દેખાતો, તે ફક્ત સાચી સમજણના અભાવને કારણે જ હતો એમ સ્પષ્ટ જણાઈ આવતું હતું.



સુંદર ભાઠામાં પડાવ

સાંજ સુધી અમે હોડી આગળ ધપાવે રાખી અને પછી સુંદર સ્થળ જોઈ હોડીઓ કિનારે લાવી અમે ત્યાં અમારો પહેલો કેમ્પ ઊભો કર્યો. અમારો આજનો મુકામ નદીના સુંદર ભાઠા વચ્ચે રેતીમાં હતો. આ વખતે સુરેન્દ્ર સહકુટુંબ તાપીની યાત્રાએ આવ્યો હતો એટલે શું રાંધવાનું છે અને કેવું રંધાશે તેની ચિંતા અમારે કરવાની નહોતી. તેનાં પત્ની

સુશીલાબહેન નર્મદાના સાહસિક પ્રવાસ વખતે પણ સાથે હતાં એટલે આવા પ્રવાસનાં રસોડાનાં સાધનો અને તૈયાર કરવાની વાનગીઓની વિગતોથી તેઓ પરિચિત હતાં. પરિણામે કૅમ્પ ઊભો કર્યા પછી મોટે ભાગે લાકડાં ભેગાં કરવાની ક્રિયા સિવાય અમારે માટે ખાસ બીજું કામ રહેતું નહીં. સુશીલાબેનની સહાયમાં બધી જ જાતની જહેમત ઉઠાવવા માટે, આવા સાહસિક પ્રવાસનો શોખીન દાઉદ હમેશાં તત્પર રહેતો.

સારા યે પ્રવાસ દરમિયાન જાતજાતની વાનગીઓ તૈયાર કરવામાં તેણે પોતાનો સારો એવો કસબ અજમાવ્યો હતો. કિનારે બકરી જોઈ તેને બકરી ઊંચકી લેવાનું મન થતું અને માછીમારની જાળ જોઈ માછલાંની ખબર કાઢતો. ગામ આવે ત્યાં ઈંડાં વિષેની પૂછપરછ કરવાનું તે ચૂકતો નહીં, અને કાંઈ નહીં તો છેવટે ગામમાં આંટો મારી જાતજાતની શાક-ભાજી તો તે ઊંચકી જ લાવતો. લાકડાં કાપવા માટે પણ મારે કે સુરેન્દ્રને ચિંતા ઓછી કરવી પડતી, લાકડાં માટે આખું ઝાડ જ ઊંચકી લાવવાની તૈયારી સાથે શંકર, રમેશ કે અરવિંદ આમતેમ ફરવા ઉપડતા અને લાકડાંનો ઢગલો કરી દેતા. વળી આ પ્રવાસમાં સુરેન્દ્રનો નાનો પુત્ર જયેન્દ્ર પણ સાથે હતો અને તે થાકીને ઉંઘતો નહીં ત્યાં સુધી આમતેમ દોડાદોડ કરી કૅમ્પનું વાતાવરણ જીવંત રાખતો. નર્મદાના પ્રવાસમાં ૬૦ વરસની ઉંમરના ચીણાકાકાએ આમતેમ દોડાદોડ કરી અને જુવાનોને 'અમને થાક લાગ્યો છે' એવું બોલતાં શરમાવ્યા હતા તેમ આ વખતે આ બાળક અમને શરમાવતો હતો. રાત્રે વાળુ પાણી કરી થોડી વાતો કરી. બીજે દિવસે "હરણફાળ" પહોંચાશે એ નક્કી હતું. ગમે તે સમયે પહોંચાય પણ હરણફાળમાં એક રાત રહેવું જ એવું ઠરાવ્યું. અત્યાર સુધીના પ્રવાસોમાં હરણફાળમાંથી હોડી કુદાવવાની અધૂરી રહેલી મહેચ્છા આ વખતે પૂરી કરવી તેવું નક્કી કર્યું. આમ તો નર્મદાના પ્રવાસ બાદ ધોધમાંથી હોડી કુદાવવી એ એક રમત થઈ પડી હતી, છતાં આ વખતે તે લહાવો લેવો જ એવા મક્કમ નિર્ધાર સાથે અમે વિખરાયા અને આરામ લેવા તંબુમાં ભરાયા.

# પ્રકરણ ત્રીજું

# ' ભીષણ કસોટી '

સવારે ઊઠીને કેમ્પ સમેટી લઈ હોડી સાથે અમે થોડા આગળ વધ્યા અને તરત જ નદીએ પોતાનું સ્વરૂપ બદલ્યું, કિનારાનો પ્રદેશ તો હજી તેવો જ રહ્યો હતો, પણ નદીનો પટ કાંઈક સાંકડો થયો હતો અને વચમાં ગમે તેમ પડેલા પથ્થરોની વચ્ચે અથડાતો કુટાતો જળ-પ્રવાહ જોશભેર આગળ ધસતો હતો. અમારી નાવ અમે તેમાં ફંગોળી અને ઘોડેસવારીનો રસાસ્વાદ માણતા આગળ વધ્યા. થોડા સમય માટે ફરીથી શાંત પ્રવાહ મળ્યો તેમાં તો ખાસ વાંધો ન આવ્યો પણ ત્યારબાદ ફરી પાછા પથ્થરો શરૂ થયા, તેમાં એક જગ્યાએ પાણી લગભગ આઠથી દસ ફૂટ નીચે ઉતરતું હતું. સ્થાન જોખમવાળું કહી શકાય. જો અમુક માર્ગે જ હોડી આગળ વધે તો તે ખૂબ સુંદર રીતે, કૂદતી કૂદતી પસાર થઈ જાય અને જો જરા વાંકીચૂકી જાય તો સામે પડેલા પથ્થરો પર સખત પછાડ ખાય. આ સ્થાનની મારે છેક નજીકથી ફિલ્મ લેવડાવવી હતી એટલે થોડું જોખમ વહોરીને પણ મારી હોડી એ ઉતારની ઉપરના ભાગમાં પ્રવાહની વચ્ચે ઊભેલા ખડક પાસે લઈ જઈ ત્યાં થંભાવી. સુરેન્દ્રની હોડી યોગ્ય માર્ગેથી ખૂબ સરસ રીતે પસાર થઈ ગઈ. ત્યાર પછીના હોડીમાં જે બેઠા હતા તે બધા નવા હતા. આગળના પથ્થરો-માંથી હોડી સારી રીતે નીકળી ગઈ હતી એટલે જરા વધુ પડતો વિશ્વાસ તેમને તેમની જાતમાં આવ્યો હતો અને કંઈક બેદરકારી પણ હતી. પરિણામે સુરેન્દ્ર સાથે હતો છતાં હોડી જરા વાંકી થઈ અને પથ્થ-રમાં ટકરાતાં હોડીએ ઉછાળો માર્યો, ને ઉછાળા સાથે જ આગળ બેઠેલો શંકર ઊછળીને પાણીમાં પડ્યો.

**ખડક આગળ હોડી થંભાવી**

જોશબંધ વહેતા પાણીમાં, પથ્થર પર ઊભા રહી જવા તેણે પ્રયત્ન કર્યો પણ પાણીનો વેગ એવો કે એ શક્ય ન બન્યું અને તે આગળ ખેંચાયો. શંકર માટે આવા તોફાની પાણીમાં કે પ્રવાહમાં તરવાનો આ પહેલો અનુભવ હતો. હું ઉતારની બાજુના ખડક પર ઊભો હતો અને ત્યાં જ મારી હોડી પકડી દાઉદ ઊભો હતો. જે હોડીમાંથી શંકર બહાર ફેંકાયો હતો તે હોડીને, ફરતા પાણીનો લાભ લઈ સુરેન્દ્ર પાછી લઈ આવ્યો હતો અને જે ખડક પર હું હતો તેની નીચે જ તેણે હોડી થંભાવી હતી. શંકર ક્યાં, કઈ બાજુ ખેંચાય છે, તે જોયા બાદ અમારે નિર્ણય લેવાનો હતો. જરાપણ ઉતાવળ થાય અને ખોટો નિર્ણય લેવાય તો શંકરને બચાવવાની કોઈ તક જ રહે તેમ નહોતી. આગળ તણાતા શંકરે ડુબકી તો ખાધી, છતાં તક મળતાં તરત જ જોરથી હાથ મારી, બે વેગીલા પ્રવાહ અથડાતાં વચમાં રચાયેલા શાંત જળ વિસ્તારમાં તે આવી શક્યો અને થોડું આગળ વધી એક પથ્થર પર ચઢી ગયો. હવે સવાલ, વચમાંના પથ્થર પરથી શંકરને ફરીથી હોડીમાં કઈ રીત લેવો તે હતો. બંને બાજુના પ્રવાહ એવા વેગીલા કે ઉપરથી તે પત્થર પાસે હોડી લઇ કેવી રીતે જવી ? બળ કરતાં બુદ્ધિ વાપરવાની અહીં વધારે જરૂર હતી. સુરેન્દ્રની હોડી નીચે હતી એટલે આ પ્રયત્નમાં પહેલ તેને કરવાની હતી. તેનો પ્રયત્ન જો નિષ્ફળ જાય તો પછી ઉપરવાળી હોડી, મારે બીજા પ્રવાહમાંથી લઇ જવાની હતી. શંકરને સૂચના આપવામાં આવી કે, પથ્થર પરથી કૂદી હોડી પકડવાની તેને એક પળ માટે તક મળશે. તેણે હોડીમાં બેસવા માટે પ્રયત્ન નહિ કરવાનો, પણ ફક્ત હોડીને પકડવાની અને પછી હોડી પકડી રાખી આગળ તણાણ કરવાનું. આગળ વચ્યા બાદ યોગ્ય તક ઝડપી તેને હોડીમાં ખેંચી લેવો તેવું નક્કી થયું. યોજના પ્રમાણે સુરેન્દ્રે હોડી છોડી અને પથ્થર પાસે હોડી આવતાં જ શંકરે હોડીને પકડવા પ્રયત્ન કર્યો.

**અંતે હોડી હાથમાં આવી**

હોડી પકડવાનું તો શકય ન બન્યુ પણ સદ્‌ભાગ્યે પાછળ બેઠેલા અરવિંદનું લંબાવેલું હલેસું તેના હાથમાં આવી ગયું અને તે હલેસાંની મદદ લઈ તેણે હોડી પકડી લીધી. આગળ જઈ સહીસલામત પ્રવાહ મળતાં તેને હોડીમાં ખેંચી લેવામાં આવ્યો. મારી હોડી સહીસલામત ઉતર્યા પછી, એક જ ચર્ચા ચાલુ રહી હતી અને તે હતી, 'આ સ્થાન વિષેની'—આ પ્રવાસની અગાઉ જયારે અમે ૨૬ જણા આજ વિસ્તારમાં પ્રવાસે આવ્યા હતા ત્યારે આજ સ્થળે એક હોડી પછડાઈ હતી અને રામુ સિવાયના બધા જ હોડીમાંથી બહાર ફેંકાઈ ગયા હતા. સદ્‌ભાગ્યે તે બધાએ હોડી પકડી રાખી હતી એટલે વારાફરતી તેમને હોડીમાં પાછા ખેંચી લેવાયા હતા. આ વખતે ફરીથી તે જ પ્રવાહ-અને તે જ પથ્થરે ફરીથી હોડીને ઉછાળી હતી.



પત્થરોમાંથી પસાર થયા બાદ, ઘડીકનો વિશ્રામ

## નવા પ્રવાહમાં અમે તણાયા

બપોરનું ભોજન પતાવી હોડીઓમાંથી ભરાયેલું પાણી કાઢી નાખીને, તેને ફરીથી તૈયાર કરી, હરણફાળનું સ્થાન હવે બહુ દૂર નહોતું એટલે ત્યાં જલદી પહોંચી જવા અમે આગળ વધ્યા. હરણફાળનો વિસ્તાર જોખમકારક હતો એટલે સાવચેતીથી અમે આગળ વધી રહ્યા હતા. હરણફાળના સ્થાનની નિશાની દૂરથી દેખાઈ, પણ નિર્ણય એવો કર્યો હતો કે નદીના જમણા કિનારે તોતીંગ ખડકોની વચ્ચે કયાંક કયાંક જમા થયેલ મુલાયમ રેતીના કોક સુંદર ઢગલા પર કેમ્પ કરવો, એટલે અમે જમણો કિનારો પકડી હોડી આગળ લીધી. પત્થરોની શરૂઆત થઈ ગઈ છતાં જમણા કિનારા તરફ એક શાંત પ્રવાહ આગળ વધતો નજરે પડ્યો. પહેલાંના પ્રવાસમાં આ પ્રવાહ દેખાયો જ નહોતો એટલે તે પ્રવાહ કયાં લઈ જશે તેની ખબર નહોતી છતાં તે નવા પ્રવાહમાં આગળ વધવા અમે લલચાયા. પ્રવાહનો વેગ વધતો જતો હતો, છતાં પાણી છીછરા હતા અને બિલકુલ શાંત હતા. આ પ્રવાહ, આગળ જઈ ડાબી બાજુ વળાંક લેતો દેખાયો અને અમે ચોંક્યા. મને ખાતરી થઈ કે આ પ્રવાહ નક્કી હરણફાળની જમણા કિનારા બાજુની નાની સરખી ગલીમાં લઈ જઈને અમને ફેંકશે. વળાંકની છેક નજીક જઈ હોડી કિનારે વાળી, તેમાંથી ઉતરી આગળ જઈ જોયું તો ધારણા બરાબર સાચી નીકળી. વળાંક લઈને આગળ વધતો એ પ્રવાહ ખૂબ ઉછાળા મારતો આગળ વધી રહ્યો હતો અને હરણફાળની ગલીમાં જ ઠલવાતો હતો. ડાબી બાજુના કિનારા તરફ નજર કરી તો અમારી ભારે અજાયબી વચ્ચે હરણફાળનો એ નાનકડો ધોધ જ ગાયબ થઈ ગયો હતો, અને તેને સ્થાને નદીએ ૪૦-૫૦ ફૂટનો મોટો પહોળો માર્ગ બનાવી દીધો હતો. 'અમારી મનની મહેચ્છા મનમાં જ રહી ગઈ.' આ વખતે જે ધોધ કુદાવવાનો સંકલ્પ કર્યો હતો, તે ધોધનું તો તાપીની છેલ્લી રેલે નામનિશાન નહોતું રહેવા દીધું. રેલ દરમિયાન પ્રચંડ વેગે ધસમસતા જળરાશિએ બંને બાજુ

પરના તોતીંગ ખડકો તોડી ફોડીને પોતાને માટે પહોળો માર્ગ બનાવી કાઢયો હતો. જમણી બાજુની ગલીમાં પણ થોડો ફેર પડયો હતો છતા તેની પહોળાઈ તેવી જ રહી હતી. હરણફાળની આ ગલી પણ કુદરતે સર્જેલી કોઈ ગજબની કરામત છે. બંને બાજુ પર ગ્રેનાઈટના ચોસલાંની દીવાલ ખડી થઈ ગઈ છે. એ બે દીવાલ વચ્ચે જોશબંધ વહેતા પ્રવાહમાંથી, અમારી હોડીને પણ બંને બાજુના ખડકો સાથે ઘસાતા ઘસાતા આગળ વધવું પડે તેટલી તે સાંકડી છે.

**મગજ પણ ઘૂમરી ખાય એવું દ્રશ્ય**

જમણા કિનારાવાળા પ્રવાહનું પાણી એ ગલીમાં વચમાંથી જોશબંધ તૂટી પડે છે. અને ડાબા કિનારા તરફના પ્રવાહમાંથી પણ સારો એવો ભાગ ડાબી બાજુના ખડકો પર થઈને તે ગલીમાં ધોધવા રૂપે તૂટી પડે છે. બાર પંદર ફૂટ ઉપરથી તૂટી પડતો આ પ્રવાહ, તે બાજુ પર પાણીની એક મોટી દીવાલ ખડી કરી દે છે. તે ગલીમાં જ્યાં બે બાજુ પરથી આ રીતે પાણી તૂટી પડે છે, તે સ્થાન તરફ થોડીવાર જોઈ રહેતાં આપણું મગજ પણ ઘૂમરી ખાવા માંડે છે. "આવા સ્થાનમાં આપણી હોડી ફસાય તો શું થાય ?" એવો એક પ્રશ્ન ઊભો થયો. એ પ્રશ્નનું નિરાકરણ કરવા અને જાતે જ તેનો ઉત્તર મેળવી લેવા એક હોડી લઈ તેમાં ઝંપલાવવાનું મેં અને સુરેન્દ્રે નક્કી કર્યું. આની જાણ કાકીને થઈ એટલે તે મારા પર તડકી ઊઠયાં, "તમને શું, ઘેર કોઈ પૂછનાર નથી કે રોનાર નથી એટલે આવા ગાંડા કાઢયા કરો છો, પણ આમને કયાં સાથે ખેંચો છો?" સુરેન્દ્રનો છોકરો સુરેન્દ્રને કાકા કહેતો હતો એટલે અમે બધા પણ સુરેન્દ્રને કાકા કહેતા અને તેનાં પત્નીને કાકી કહેતા. કાકીની વાત પણ કંઈ સાવ ખોટી નહોતી. તેઓ જે ટકોર કરતા હતા તે મુજબ મને ટોકનાર કે મારી પાછળ રોનાર કોઈ હતું નહિ અને કદાચ કોઈ હશે તો તેની મને ખબર નથી, એટલે વાત તો સાચી હતી. છતાં કાકી એ પણ જાણતાં હતાં કે તેમના કહેવાથી

હું કે સુરેન્દ્ર અટકવાના નથી, એટલે અમને બંનેને 'ગાંઠ'ના ઈલ્કાબની નવાજેશ કરી અને પછી અમારો પ્રયોગ નહીં જોવા આવવાનો નિર્ણય જાહેર કરી, તેમણે સંતોષ માન્યો. આ પ્રયોગમાં બે ત્રણ જોખમ હતાં. એક તો ગલી ફક્ત સાડાચાર પાંચ ફૂટ જ પહોળી હતી. તે ગલીમાં ડાબી બાજુ પરથી આખી પાણીની દીવાલ તૂટી પડતી હતી. ગલીની વચમાં પણ જ્યાંથી પાણી આવીને પડતું તે પ્રવાહ વિચિત્ર હતો અને તેમાં હોડીને સીધી રાખવી લગભગ અશક્ય હતું. ગલીમાં પડતાં હોડી આડી થાય તો ત્યાં જ ફસાઈ જાય અને બાજુ પરથી પડતી પાણીની દીવાલના જોરે કર્યાનો તળિયું ચીરાય કે પછી હવા ભરેલા ભાગ પર પડે અને અંદરની હવાના દબાણ કરતાં બહારનું દબાણ વધે તો મોટો ધડાકો થાય અને હોડી ફાટી જાય એવી શક્યતા હતી. રમન ઘડી બેઘડીની હતી પણ જોખમ ભારોભાર ભરેલું હતું. અમે ઉપરથી હોડી મૂકી અને બરાબર ગલીમાં ઉતરતાં જ હોડી આડી થઈ ગઈ, જે જગ્યાએ ધારેલું ત્યાં જ તે ફસાઈ અને બંને બાજુ દીવાલ પર હાથ ટેકવી જોર કરી તેને સીધી તો કરી પણ તે ત્યાં જ ઉછળ્યા કરે અને આગળ જ ન વધે. બાજુ પરથી પાણી એટલું જોશમાં પડતું હતું કે તળિયું ચીરાઈ જશે એવું લાગ્યું. જોરથી ધક્કો મારતાં છેવટે હોડી ત્યાંથી નીકળીને આગળ વધી અને અમે સહી-સલામત નીકળી ગયા. જે સ્થાને હોડી ફસાઈ હતી ત્યાં નીચેથી પાણી ખૂબ જોરમાં પાછું ઉપર ઉછાળા મારતું હતું એટલે નીચેથી પણ એટલું જ દબાણ હતું તેથી તળિયું સહીસલામત રહ્યું.

આવી ગયા હતા. સામેના કિનારાનું ગામ જરા દૂર હતું, છતાં ત્યાંથી અમારે જે જે જોઈએ તે લાવી આપવા તેઓ તૈયાર હતા. સાંજ પડી ત્યાં સુધી તેઓ અમારી સાથે વાતો કરતા બેસી રહ્યા અને તેનાથી સંતોષ ન થયો તે રાતના ફરી પાછા અમારા મુકામ પર તેઓ આવી લાગ્યા.

'હરણફાળ' પહોંચ્યા બાદ, એ પ્રદેશને સારી રીતે ઝડપી લેવા માટે કેશુભાઈ મુવી કેમેરા લઈ આમતેમ દોડાદોડ કરતા હતા અને સાથે સાથે ભેગા થયેલા ગ્રામજનોને પણ દોડાવતા હતા. આ વખતનો પ્રવાસ ખૂબ જ વ્યવસ્થિત રીતે યોજાયેલો હતો એ તો ખરું જ, પણ સાથે સાથે તાપી નદીના આ વિસ્તારની સરસ મજાની ફિલ્મ લઈ શકાય તે માટે ફિલ્મ તથા મુવી કેમેરા પણ હતા અને તેનાથી પણ વધુ અગત્યનું તો એ હતું કે, આ પ્રવાસમાં, પ્રવાસની ફિલ્મ ઝડપવા અમદાવાદમાં છબીકાર તરીકે ખ્યાતનામ થયેલા ખોપકર બ્રધર્સ'માંના કેશવ ખોપકર અમારી સાથે જોડાયા હતા. આમ તો મારે એમની સાથે બહુ લાંબો વ્યકિતગત પરિચય નહિ, પણ જ્યારે પ્રવાસ અંગેની વાત તેમની પાસે મેં મૂકી ત્યારે કામનું ખૂબ દબાણ હોવા છતાં તેમનું સાહસિક દિલ તેમના કાબૂમાં ન રહ્યું અને તેઓ અમારી સાથે આવ્યા. અમે તેમના નામનું ગુજરાતીકરણ કર્યું હતું અને તેમને કેશુભાઈ કહેતા.

પ્રવાસના પહેલા દિવસથી જ અમારી ટોળીમાં તેઓ જાણે અમારા જૂના ગોઠિયા હોય તેમ ભળી ગયા હતા. કામની ચીવટાઈ ખૂબ ભારે અને એક સિદ્ધહસ્ત છબીકાર માટે જોઈતી એકાગ્રતાની તો વાત જ ન થઈ શકે. તેમની એકાગ્રતાનો સીધો પરિચય મને તે જ દિવસે બપોરે અકસ્માત વખતે થયો હતો. "શંકર હોડીમાંથી ઉછળી પાણીમાં પડે છે, આગળ ખેંચાય છે, ડુબકી ખાય છે, મારા અને સુરેન્દ્રનાં સૂચનો અને હુકમો ચારે બાજુ ફેંકાતા હોય છે, છતાં તેમનો મુવી કેમેરો જરા પણ હાલ્યા વગર એકધારો ચાલતો જ રહે છે. જાણે ચારે બાજુ પર કશું બનતું જ ન હોય તેમ તેઓ તો આ સારા યે બનાવની ફિલ્મ લેવામાં જ મશગુલ છે. આમ અકસ્માત સમયે જરા પણ માનસિક ઉદ્વેગ વગર

આ રીતે દશ્યો ઝડપતા જવું એ કાંઈ ગમે તેવાનું કામ નથી. મનની એકાગ્રતા વગર એ બની શકે જ નહિ. કેશુભાઈ જ્યારે હરણફાળની ફિલ્મ લઈ રહ્યા હતા ત્યારે તારીખ ૨૬ મી ઓક્ટોબર ૧૯૫૭ ની રાતે બાર વાગે લખેલી મારી નોંધપોથીમાં ટાંકેલી—તે પ્રવાસ શરૂ કરવા અગાઉની મારી સ્થિતિનો મને ખ્યાલ આવ્યો. એ નોંધપોથીમાં મેં મારા મનનો ઉભરો ઠાલવ્યો હતો, એમાં લખ્યું હતું—'બીજી તરફ તાપી નદીના સૌથી વધુ રમ્ય તેવા આ પ્રદેશને આંખો ભરી ભરીને નીરખી લેવાની તક તો મને સાંપડશે જ. ઉકાઈની યોજના ટૂંક સમયમાં ઝડપભેર આગળ વધશે. એકાદ બે વર્ષમાં નદીના બંને કિનારે ઝુકી રહેલી વનરાજીનું નામનિશાન નહિ હોય. આ પ્રદેશનો મારો આ ત્રીજો પ્રવાસ હોવા છતાં કમનસિબી તો એ છે કે આ અતિસુંદર પ્રદેશનો પરિચય લોકોને નહિ આપી શકાય. એ સુંદર પ્રદેશનાં ચિત્રો, કેમેરો યા પીંછી વાટે ઝડપી સામાન્ય જનસમાજ સમક્ષ મૂકવાનું આ વખતે પણ શક્ય નહિ બને. ત્રણથી ચાર ચિત્રકારોને બની શકે તેટલા વિનવ્યા, બધાએ મારી વાતમાં કાંઈ જાદું જ નીહાળ્યું અને મારી વિનવણીને ઠોકરે ચઢાવી. ફિલ્મ ઉતારવાની તૈયારી બનાવી ત્યારે મુવી કેમેરા માટે ફાંફાં મારવા પડયા. સ્ટીલ ફોટોગ્રાફ્સ લઈ સંતોષ માનવા જેટલી હદે પહોંચ્યા ત્યારે ફોટા પાડનાર સાથીદાર છેક છેલ્લી ઘડીએ ફસકી પડયા અને પ્રવાસમાં આવવાનું માંડી વાળ્યું.'

તે વખતની મારી પરિસ્થિતિમાં અને "પરિભ્રમણ" સંસ્થા સ્થપાયા પછી જે આ પ્રવાસ યોજાયો હતો, તે પરિસ્થિતિમાં કેટલો બધો ફેર હતો ? આજે સુંદર રંગીન ફિલ્મ, બીલકુલ નિશ્ચિત મને લઈ શકાય તેવું વાતાવરણ હતું અને તેથી જ તેનો પૂરેપૂરો ઉપયોગ કરવાનું પણ મેં નક્કી કર્યું હતું.

**પ્રકૃતિનું અદ્ભુત સૌંદર્ય**

રાતના પરવાર્યા બાદ હરણફાળના એ પથ્થરના પ્રદેશમાં અમે ફરવા નીકળ્યા. અત્યાર સુધીના બધા જ પ્રવાસમાં આ સ્થળે મારો આ કાર્યક્રમ

 39323

તો અચૂક રહેતો જ. બધા કામકાજમાંથી પરવાર્યા બાદ જે કોઈ મારી સાથે આવવા માંગતા હોય તેમને લઈને યા એકલો જ, હું એ પથ્થરોના પ્રદેશમાં ફરવા ઉપડી જતો. હરણફાળના પ્રદેશમાં રાતના ફરવામાં કોઈ જુદી જ મઝા હતી. ગ્રેનાઈટ પથ્થરોના ચારે બાજુ પડેલા ચોસલાંને લીધે કુદરતી રીતે જ ઘડાયેલી ભાતભાતની બેઠકો, ખળખળ વહેતાં નિર્મળ નીર અને હવામાનને શીતળતાથી ભરી દેતા ચારે બાજુ ઊડતાં જલફોરાંઓ, ગગનને ગોખે ખીલી ઊઠેલા નીશાનાથ, કલકલ નિનાદના તાલે પ્રવાહમાં જલક્રીડા કરી રહેલાં તેના હજારો પ્રતિબિંબો. આ બધું જ્યાં હોય ને વિસ્તારમાં કોઈ પણ સ્થળે એકવાર બેઠક જમાવ્યા પછી ઉઠવાનું મન જ કેમ થાય ? કલાકોના કલાકો નીકળી જાય પણ પાછા વળી આરામ લેવાનો વિચાર સરખો પણ ન આવે. આ પ્રદેશની રમણીયતા વિષે અને ખાસ કરીને રાત્રીના સમયે આ પ્રદેશ જે અવનવાં રૂપ ધારણ કરતો તે વિષે જ્યારે હું મારા મિત્રો આગળ વાત કરતો ત્યારે તેમનો મને એકજ સીધો સવાલ હતો. તેમનું કહેવું હતું કે, 'તાપી આટલી બધી રમણીય છે તો શા માટે તેણે કવિઓ પર એવાં કામણ નથી કર્યાં કે જેને પરિણામે તેના પર અનેક કાવ્યો લખાયાં હોય ? નર્મદાએ તો કવિઓને ગાંડા બનાવી મૂક્યા હતા અને તેના પર તો અનેક ભાષામાં અનેક કાવ્યો રચાયેલાં જોવામાં આવે છે.' આ સવાલો કરનારામાંના મોટે ભાગે એવા હતા કે જેમણે ન તો તાપીનું સૌંદર્ય નિહાળ્યું હતું કે ન તો નર્મદાની કામણગારી છટા નિહાળી હતી. બંનેને પૂરી નિરખ્યા બાદ મારે માટે સવાલનો જવાબ આપવો બહુ સરળ હતો. 'નર્મદાએ ભલે અનેક કવિઓને કાવ્યો રચવા માટે પ્રેરણા આપી હશે, પણ તાપી તો પોતે જ એક સુંદર કાવ્ય છે. તે કાવ્ય પણ કેવું કે, તેનાં પાનને પરિણામે ઘડાયેલ ગુલાબી સ્વભાવ અને રંગીન રહેણીકરણી પાન કરનારના જીવનને કોઈ જુદા જ બીબાંમાં ઢાળી નાંખે. આ કથનની યથાર્થતા પુરવાર કરવાની જરૂર હોય તેમ મને લાગતું તો નથી જ.' તાપીને કિનારે વસનારી પ્રજા વિષે અત્યાર સુધીમાં ઘણું

ઘણું કહેવાયું છે. તાપીની ખીણમાં વસતી પુરાણપ્રસિદ્ધ નાગ પ્રજાની રસિકતા કે કળાપ્રિયતા માટે ઇતિહાસ સંશોધકોએ ઘણું ઘણું લખ્યું છે.

**ચટાકેદાર સુરતવાસીઓ**

આજે પણ "સાત વારમાં નવ તહેવાર" ઉજવતા સુરતી સહેલાણીની મોજીલી રહેણીકરણી અને લહરી દિનચર્યા પાછળનું રહસ્ય તપાસતાં સાફ જણાશે કે તે બધું આ કાવ્યના પાનની બલિહારીનું જ પરિણામ છે.

સુરતમાં જે રહ્યા હશે તેમણે તો તેનો સાક્ષાત્કાર કર્યો જ હશે. એકબીજાને સંબોધન કરવામાં પણ "નવાબ", "શાહ", "લાલા", એવા શબ્દો તો ત્યાં તમને ચોરે ને ચૌટે સાંભળવાના મળતા જ રહે. કોઈ સો ટચના શુદ્ધ સુરતી જોડે ખાણીપીણીની વાતે ચઢો તો તમારો સમય કયાં નીકળી જાય તેની તમને ખબર પણ ન રહે. ભૂસા માટે આઠ આના પણ મળે તો એક દુકાનેથી બધી ખરીદી તે નહીં કરે. સાયકલ લઈ સ્ટેશનથી માંડી અઠવાલાઈન્સ સુધીનો આંટો મારી, અમુક દુકાનેથી ભજીયાં, અમુક દુકાનેથી પાતરાં, અમુકને ત્યાંથી ખમણ, અમુકને ત્યાંથી સેવ, અમુક દુકાનેથી ચેવડો અને અમુક દુકાનેથી ગાંઠીયા એમ એક એક આનાનાં આઠ પડીકાં તે બંધાવી લાવશે.

આમ ચટાકેદાર ખાણીપીણીની ટેવ, ફક્કડ થઈને ફરવાની વૃત્તિ, આનંદ લૂંટવાની જેટલી તક મળે તે બધીનો પૂરેપૂરો લાભ ઊઠાવવાનું માનસ, આ બધું તે કાવ્યના પાનનો જ પરિપાક છે, તેની કોણ ના કહી શકે તેમ છે? એ કાવ્યના મધુર ગુંજરવની એક આછી ઝલક પણ જોવી હોય તો પહોંચી જજો, 'ચાંદની પડવાનો તહેવાર માણવા. તાપી કિનારે ઉમટી પડેલા એ માનવ મહેરામણ વચ્ચે. મારા આ કથનની યથાર્થતા ત્યારે સમજાશે. જેણે જેણે તેનું પાન કર્યું તેના જીવનને હર્યું ભર્યું બનાવી દેનારું એ કાવ્ય, તે કાવ્યની એક અનુપમ છટા અહીં હરણફાળ પર જોવા મળતી. ઊંઘ અને આરામ હરામ કરીને મસ્તીભર્યા વાતો વરણમાં કલાકો સુધી હું ફરતો અને મારા સાથીદારોને ફેરવતો.

## પ્રકરણ ચોથું

# ભયંકર પછાડ

મોડી રાત સુધી જાગેલા હોવાથી બીજે દિવસે ઊઠતાં જરા મોડું થયું. અમારો મુકામ અમે એવી રીતે નાંખ્યો હતો કે, ઉગતા સૂર્યના કિરણો અમને સ્પર્શી શકે તેમ હતા નહિ. સામે કિનારે અમે મંગાવેલું દૂધ લઈને આવેલા ગ્રામજને જ્યારે બૂમો પાડી ત્યારે અમને ખબર પડી કે સવાર પડી ગઈ હતી. બધા જાગી તો ગયા અને ચાપાણી પણ વેળાસર પતાવી લીધાં, પણ આગળ વધવા માટેની તૈયારી કરવામાં વખત વધારે જતો હતો એવું લાગ્યું. થાક તો હજી એવો ખાસ લાગ્યો નહોતો કે જેથી કામમાં ઢીલાશ આવે, પણ વાત સાચી એ હતી કે એક જ રાતના અહીંના નિવાસે આ સ્થાન પ્રત્યે એવું આકર્ષણ જમાવ્યું હતું કે તે સ્થાન છોડીને આગળ વધવા માટે જાણે મન માનતું નહોતું. આમ છતાં છેવટે બધો સામાન આટોપી કાંઈક ઉદ્વેગ સાથે અને કંઈક દુઃખ સાથે "હરાણકાળ"ના વિસ્તારની અમે વિદાય લીધી. આમ તો પાણી ને પથ્થરનો આ વિસ્તાર હતો, છતાં તેણે એક જ રાતમાં એવી મોહિની લગાડી હતી કે, વિદાય લેતાં લેતાં પણ ત્યાંના પથ્થરે પથ્થર પર એક એક અધૂરું રહેલું સુંદર સ્વપ્ન પાછળ રહી જતું હોય તેમ અમારી બધાની આંખો, આગળ વધતી વખતે પણ તે વિસ્તાર પર મીટ માંડી રહી હતી.

### વધુ રમણીય સ્થાને પ્રયાણ

અમને જાણકારોને એટલુંજ આશ્વાસન હતું કે, તે જ દિવસે હરાણકાળ કરતાં પણ વધુ રમણીય વિસ્તારમાં જઈને અમારે મુકામ કરવાનો હતો. આ વિસ્તાર છોડવાનું દુઃખ હતું જ, પણ "આર-

ખડકોમાંથી ખળખળ વહેતા આગળ વધે છે. ગ્રેનાઈટ ખડકોના તોતીંગ ચોસલાં બધે જ ખડકાયેલા પડ્યા છે. કુદરતે આ સ્થાનની રચના એવી કરીછે કે સૌંદર્યનો સાક્ષાત્કાર કરવાની ઈચ્છા ધરાવનારે બીજે જવાની જરૂર જ ન રહે. ખળખળ વહેતા નાના જળપ્રવાહો જાણે હજારો તંતુવાદ્યો એક સાથે રણકી રહ્યા હોય તેવા ગુંજારવથી વાતાવરણને ભરી દે છે, તેની સાથે જ વચમાંના પ્રવાહમાંનું પાણી નીચે, કૂદી, સામા ખડકો સાથે જોશભેર અથડાઈ હજારો મૃદંગો ગાજી ઉઠયાં હોય તેવો પ્રચંડ નાદ જગાવે છે. ચારે બાજુ છવાયેલી લીલી વનરાજી, સુંદર કમાનો રચતાં વાંસનાં વૃક્ષોના ઝુંડો અને તેની વચ્ચે કોઈ મહેલની અટારીઓ અને અગાસીઓનો આભાસ કરાવતા પથ્થરના ચોસલાંઓ. આ બધું જોતાં જાણે કોઈ મહાન નૃત્યોત્સવ માટે રંગમંચ સજાવ્યો હોય તેવું આ સ્થળ દેખાય છે. આ વિસ્તારની દરેક મુલાકાત વખતે મેં જોયું હતું કે નિદ્રાની ચાદર ઓઢી જેવી ધરતી પોઢી જતી કે તરત જ ગગનગોખે ટમટમતા તારલાઓ અને ચંદ્રના હજારો પ્રતિબિંબો એ તખતા પર નાચી ઊઠતા અને તાપીનો લગ્નોત્સવ ઉજવવા સ્વર્ગમાંથી ઉતરી પડેલ દેવાંગનાઓએ જાણે સ્વર્ગીય નૃત્ય આરંભ્યું હોય તેવા આનંદ અને ઉલ્લાસ ચારેકોર છવાઈ જતો. સાગરરાજ સાથે તાપીને વરાવતાં પહેલાં, તાપીને સોળ શણગાર સજાવવા પ્રકૃતિએ જાણે અહીં બધી તૈયારી રાખી હોય તેવું લાગ્યા વગર રહેતું નહીં. આ પ્રદેશ પાસે પહોંચતાં જ બધું ત્યાંનું ત્યાં છોડી, પહેલાં તો કલાકેક સુધી ભટક્યા કર્યું. અહીંની એકેએક શિલા મને પરિચિત હતી, હું પણ તેને પરિચિત હતો. દરેક મુલાકાત વખતે સારીય રાત બેસીને તે શિલાઓને મારા દિલની કેટલીય છાની વાતો મેં સંભળાવી હતી. મને પાછો આવેલો જોઈ જાણે કોઈ સ્વજન ઘર પાછું ફર્યું હોય તેમ તેમના દિલ ડોલી ઉઠયાં હતાં. દરેકે દરેક શિલા મને જોતાં એક જ પ્રશ્ન કરી રહી હતી, "અલ્યા, આ વખતે પણ એકલો જ આવ્યો છે?" હું થંભી ગયો, મારી નજર, ગંભીર ગર્જના સાથે તૂટી પડતા, સામા ખડક સાથે પછાડ ખાઈ પાછા, ફેંકાતા, ઘૂમરી

ખાતા અને ધમસાણ મચાવતા એ પ્રવાહ પર જડાઈ ગઈ. 'મારા દિલમાં જાગેલ તોફાનનું આ પ્રતિબિંબ હતું ? કે તુમુલમાંથી ઊઠતા પ્રચંડ ઘોષના પડઘા મારા દિલમાં પડી રહ્યા હતા ! તે કળવું તો મુશ્કેલ હતું પણ મારા આ વર્તનમાંથી જ તેમને ઉત્તર મળી ગયો અને પથ્થરા પણ પીગળી જઈ ધસમસતા જળપ્રવાહમાં એકરૂપ થઈ જતાં હોય તેવો મને ભાસ થયો. અમારી વાતચીત આગળ વધે તે પહેલાં જ પાછળથી સુરેન્દ્રનું હાસ્ય સંભળાયું. " તમારી છાની વાત હુ સાંભળી ગયો," તેણે બૂમ પાડી કહ્યું. મેં એને પાસે બોલાવ્યો અને મારો નિર્ણય જણાવ્યો. "પાણી અને પથ્થરના આ ભયંકર તુમુલ વચ્ચે, બાંધેલા સામાન સાથેની હોડી લઈ મારે પડવું છે અને જોવું છે કે શું થાય છે ? ક્યાં તો એ તુમુલ પર વિજય મેળવી મારી નાવ હસતી કુદતી સહિસલામત આગળ વધી જશે, અથવા તો એક જ ક્ષણમાં તેના, મારા અને સાથે બેઠેલા સાથીના ચૂરેચૂરા થઈ જશે, અને જળપ્રવાહમાં ખેંચાતા તે બધાના અવશેષો સાથીઓના હાથમાં આવશે. ઘડીભર વિચાર કરી સુરેન્દ્રે કહ્યું, "હું સાથે આવું છું." કાકીને આ વાતની જાણ થઈ અને એ ગર્જી ઊઠયાં, "કોઈ લાવીને હવે આને વળગાડવી જોઈશે કે જેથી આવાં ગાંડા કાઢતો અટકે." હોડી લઈ આગળ વધવાની તૈયારી કરી ત્યાં દાઉદનું ખમીર ઝળકી ઊઠયું, "હું પણ હોડીમાં સાથે આવું છું. જઈશ તો બેના ભેગો ત્રીજો, તેથી વધારે શું થવાનું છે?" ખડક પર ટોળે વળેલા ગ્રામજનો અને માછીઓ, અમે સહીસલામત નીકળીશું એવું નહોતા માનતા એટલે થોડા આગળ જઈ અમને બચાવવાની તૈયારી કરી ઊભા હતા. તદ્દન પાસેના ખડક પર કેશુભાઈ ઊભા હતા, તેમના હાથમાં રહેલો કેમેરો બિલકુલ સ્થિર હતો, પણ હૃદયમાં થડકાર હતો. આમ જોખમ વહોરી લઈ તેમાં મોજ માણતા અમારા વિચિત્ર માનસનું પૃથક્કરણ કરવાનો તેઓ પ્રયાસ કરી રહ્યા હતા. અમે હોડી છોડી અને એ નાનકડી બારીમાંથી હોડીને એ તોફાન વચ્ચે ફંગોળી.

એક ક્ષણ માટે તો અમે અને હોડી બધું જ પાણીમાં ગરક થઈ ગયા

હોઇએ તેવું બહાર ઊભેલાઓને જણાયું. હોડી નીચે ઉતરતાં જ સામે દીવાલ તરફ ફેંકાઈ. હું દીવાલની બાજુ પર બેઠો હતો, આંખો સામે તો પાણીની છોળોએ ધાડું આવરણ ઊભું કર્યું હતું એટલે કાંઈ જોઈ નહોતું શકાતું, પણ 'શું થશે,' તેની ગણતરી તો હતી જ અને તે રીતે તૈયાર થઈને જ હું બેઠો હતો. મારી નવાઈ વચ્ચે હોડી દીવાલ પાસે પહોંચે તે પહેલાં જ જોરથી પાછી ફેંકાઈ, હોડીને સામેથી જોરમાં ધક્કો લાગ્યો તેની સાથે જ હોડી ઊછળી અને પાછળ ધકેલાઈ. થોડી પળ માટે તે ત્યાંજ ઉછળતી રહી અને પછી અમે તેને આગળ ધપાવી શક્યા. કિનારે હોડી લાંગરી પાણી કાઢવાનું દાઉદને સોંપી અમે ખડક પર ચઢ્યા ત્યારે ગ્રામજનો અને માછીઓ હર્ષઘેલા થઈ અમને વિંટાઇ વળ્યા. ભોળા જનો પાસે અમને બિરદાવવા માટે તો શબ્દો નહોતા પણ ગુજરાતમાં આવું ખમીર છે તેનું ગૌરવ તે લોકોની આંખમાં ઉભરાતું સ્પષ્ટ દેખી શકાતું હતું. એ ગ્રામજનોના આનંદના સૂરો વચ્ચે સુરેન્દ્ર તેમની સાથે વાતે વળગ્યો ત્યારે મારૂં મન ઘનઘોર જંગલના કોઈ એકાંત સ્થાનમાં પહોંચી ગયું હતું. હું ત્યાં કાંઈક આવું જ જોઈ રહ્યો હતો. 'એક સિંહણ ભયંકર ગર્જના કરતી, છલાંગ મારતી પોતાના બાળક પર ત્રાટકી રહી હતી. ઘડીભર એમ થયું કે, હમણાં જ બાળ–સિંહના ટૂકડે ટૂકડા કરી નાંખશે પણ બીજી જ પળે દેખાયું કે બાળ સિંહને કાંઈ જ ઈજા થઇ નહોતી અને સિંહણ પણ શાંત હતી. એટલું સમજાયું કે, પોતાની કુખને ઉજાળે તેવું જીવન જીવવા તે સિંહણ બાળ–સિંહને શિક્ષણ આપી રહી હતી. મન પાછું ફરતાં હું જ્યાં હતો ત્યાં જ બેસી પડ્યો. મારૂં માથું એ જળપ્રવાહને નમી રહ્યું હતું અને મારી આંખમાં આંસુ હતાં, "સાચે જ તું મારી મા છે, આવા ભયંકર તુમુલ વચ્ચે પણ મારી નાવને તો તેં હથેળીમાંજ રાખી." મારૂં દિલ દ્રવી રહ્યું હતું, આનંદથી છલકાઈ ઉઠ્યું હતું અને તે આનંદ, આંસુરૂપે બહાર વહી રહ્યો હતો. મારા આંસુથી હું માને અર્ઘ્ય આપી રહ્યો હતો. હર્ષઘેલાં ગ્રામજનોએ અમારો સામાન ઉંચકી કેમ્પ માટે નિયત કરેલ

સ્થળે પહોંચાડયો. સાથે આવેલા સાથીઓને પણ આવા પ્રવાહની થોડી તાલીમ તો આપવાની જ હતી એટલે બીજી બે હોડીઓ ઉઠાવી, ભુસકો માર્યા પછી જ્યાંથી તોફાની પાણી આગળ ધસતાં હતાં અને થોડું અંતર કાપી પાછાં પછાડ ખાતાં હતાં ત્યાં, શરૂઆતના ભાગમાં લાવીને મૂકી. એક હોડીમાં અરવિંદ અને રમેશ બેઠા, તેઓ આગળ તો સારી રીતે વધ્યા પણ બીજા ઉતારના સ્થાન પાસે જરાક ધ્યાન ચૂકયા અને ડાબી તરફ પહોંચી જતાં, તેમની હોડી નીચે ઉતરીને બે પત્થર વચ્ચે ફસાઈ પડી; થોડીવાર સુધી આમ તેમ મહેનત કરીને બંન્નેએ તેને બહાર કાઢી અને આગળ લઈ જઈ મુકામ પાસે થભાવી. બીજી હોડીમાં શંકર અને હું નીકળ્યા. આગલે જ દિવસે શંકરે ગુલાંટ ખાધી હતી એટલે આ વખતે તે વધારે સાવધ હતો. સાથે મનમાં થોડો ડર પણ હતો. આગળ વધતાં બીજા ઉતાર પાસે આવી પહોંચતાં, હોડીને સીધી રાખવા હું તેને હલેસું પાછું મારવા સૂચન આપ્યા જ કરું અને આંખ ખુલ્લી પણ કાન બીલકુલ બંધ રાખી, તે આગળ હલેસાં માર્યા જ કરે. પરિણામે, ખડક પર ઊભેલા સુરેન્દ્રના હાસ્ય વચ્ચે અમારી હોડી આડી થઈ ગઈ અને જમણી બાજુ આવેલ પથ્થર પર ચઢી ગઈ અને પાછળથી પ્રવાહનો ધક્કો વાગતાં નીચે ઉતરી પડી. પત્થર પરથી નીચે ધકેલાતાં હોડી, નીચે વહેતા પ્રવાહને કાટખૂણે થઈ ગઈ. શંકર નીચેની બાજુ પર હતો અને તેણે સમતુલા ગુમાવી. મારી દશા ઘડીભર માટે સરકસના ખેલાડી જેવી થઈ ગઈ. એક હાથે જમણી બાજુ ઝુકીને બહાર જતા શંકરને પકડી રાખવાનો હતો, બીજા હાથમાં હલેસું હતું, સાથે ડાબી બાજુ પર શરીરનું પૂરું વજન મુકી હોડીને ફરી પાછી અસલ સ્થિતિમાં લાવવા માટે જે બાજુ શરીર ઝુકેલું તેની વિરૂદ્ધની બાજુ પર મારે આંચકો મારવાનો હતો. ખેલ ફકત એક ઘડીનો જ હતો, પણ જો જરા પણ શરતચૂક થાય તો હોડી આખી ઊંધી વળે. શંકર હોડી નીચે દબાય, થોડી સાથે હું ઊંધો પડું અને મારુ માથું સીધું, નીચે આવેલા પથ્થર પરજ પછડાય તેવી સ્થિતિ હતી. સારે નસીબે પ્રયત્નમાં સફળતા

મળી અને હોડી પાછી સીધી થઈ ગઈ. જરા પણ ભૂલચૂક થાત તો નીચે આવેલા પત્થર સાથે મારું માથું અફળાતાં તેના નાળિયેરની જેમ કાચલાં ઉડતે. થોડા સમય માટે ત્યાંનું પાણી લાલ રંગે રંગાઈ રહેતે અને પછી શું થાત તે તો મને ખબર ન રહેત પણ આ પ્રસંગ વર્ણવવા માટે કદાચ મારું અસ્તિત્વ જ નહોત. તે હોડીને પણ બાજુ પર વાળી અમે મુકામ તરફ હંકારી ગયા.



'આરકાટી'માં પત્થરોના ચોસલાંઓ વચ્ચે

રેતીમાં પડાવ નાંખ્યો.

ખળખળ વહેતા ઝરણા પાસે જમા થયેલી સરસ મઝાની રેતીમાં અમે અમારો પડાવ નાંખ્યો હતો. સામે ઊભેલી ખડકોની દીવાલ તરફ નજર કરીએ ત્યારે ખબર પડતી કે કેટલું નીચે ઉતરીને મુકામ કર્યો

હતો. ખડકોની વચ્ચેથી, મુકામ પર સામાન લાવવો એ પણ જરા કપરૂં હતું. એક હોડી તો સામાન સાથે જ કાઢી હતી અને બીજી બે હોડી પણ પ્રવાહમાં આવી હતી એટલે ઊંચકીને લાવવા માટે બહુ સામાન બાકી નહોતો રહ્યો. માછીઓની સહાયથી એ કામ જલ્દી આટોપી શકાયું. પાસે જ સારૂં એવું જંગલ હતું એટલે લાકડાનો તોટો નહોતો. સાંજ પડતાં મોટો ભડકો કરી ચારે બાજુ પર ટોળે વળી અમે બેઠા. કાકીએ સરસ મઝાનું ભોજન બનાવ્યું હતું. રસોઈનાં સાધનો કે રાંધવા માટે જોઈતી સામગ્રીની તો આ વખતે ખોટ નહોતી, એટલે આ પ્રવાસમાં તો ભોજનમાં સારી વાનગીઓ મળતી હતી. આ પહેલાં હું એકવાર સુરતથી ત્રણ સાથીઓ સાથે આ વિસ્તારમાં આવ્યો હતો ત્યારે અમારી બરાબર કસોટી થઈ હતી. રાંધવા માટે સ્ટવ પણ લઈ શકયા નહોતા. ફાનસ પણ નહિ, અને કેરોસીન પણ નહિ. દીવાસળીની પેટી ને મીણબત્તી, બેજ સાધન. રાંધવાના વાસણોમાં પણ એક તપેલી, એક ઢાંકણ, એક ટીનની થાળી અને એક ડબ્બો, આમ ઓછામાં ઓછાં સાધનો હતાં. પરિણામે સાંજ પડે ને રાંધવા બેસીએ એટલે રસોઈ બનાવવામાં રોજ નવા નવા પ્રયોગ કરવા પડતા, છતાં પ્રવાસ દરમિયાન રોજ પેટ ભરીને જમી શકતા હતા. ભૂખ્યા રહેવાનો પ્રસંગ તો સૌથી પહેલા પ્રવાસ વખતે આવ્યો હતો. તે વખતે આરકાટી પહોંચતાં જ અમારો ખોરાક ખૂટી પડયો હતો અને ફકત ચણાની દાળ બાકીને રેતી અને મીઠાની કાંકરીની એક પોટલીમાંથી મીઠાની કાંકરીઓ વીણી વીણી અમે તે રાતે ભોજન કર્યું હતું. તે વખતના ત્યારબાદના બે ત્રણ દિવસની અમારી પરિસ્થિતિનો ચિતાર તે સમયે લખેલી મારી નોંધમાંથી ટપકાવેલા નીચેના ફકરા પરથી આવશે. 'ત્યાર બાદ બે દિવસ જંગલમાં ભૂખ્યા રહેવું પડયું. ત્રીજે દિવસે સોનગઢના જંગલનો વિસ્તાર પૂરો થતાં અને એક ઝૂંપડું જોતાં રાજુ અને વિનોદ પહોંચ્યા સીધા ઝૂંપડા પર, ત્યાં એક આદિવાસી કુટુંબ રોટલા તૈયાર કરી રહ્યું હતું. મોટું ગામ છ સાત માઈલ દુર હતું. કિનારે બીજા પાંચ છ ઝૂંપડાં હતાં પણ તેમાં કોઈ નહોતું. કોઈપણ જાતનો ખોરાક

મળી શકે તેવી શક્યતા નહોતી રહી. તે કુટુંબ પાસે પણ બીજો ખોરાક કે લોટ ન હતો. છેવટે આદિવાસી પાસેથી, ભોજન માટે ઘડેલા ફક્ત બેજ રોટલામાંથી એક રોટલો અને થોડું મીઠું એ બે જણા ઉંચકી લાવ્યા. રોટલાના બદલામાં પૈસા આપવાની પૂરી તૈયારી દર્શાવી પણ તેમણે પૈસા ન લીધા. આટલે દૂર રહેતા આ એક આદિવાસીના સંસ્કારમાં પણ ભારત દેશની અતિથિ-સત્કારની ભાવના મૂર્તિમંત થયેલી અમને દેખાઈ. તે તેની ભાષામાં એવું કાંઈક બોલી રહ્યો હતો કે, "ઘેર આવેલા મહેમાનને તો ભાવથી ભોજન કરાવવાનું હોય, તેને કાંઈ રોટલો વેચાય?" તેણે પૈસા લીધા નહિ અને એક રોટલો અને મીઠાંની ચપટી સાથે તેઓ પાછા ફર્યા. આમ કોઈના ભોજનમાંથી ભાગ પડાવવો-તે મને ગમ્યું નહિ એટલે મેં તે રોટલો ખાવાની ના પાડી, પણ રામુ, નરેન્દ્ર અને વિનોદ તો ખૂબ લહેરથી જાણે પકવાન ખાતા હોય તેમ રોટલો ઝાપટી ગયા. સારી વાનગીઓ ઝાપટતી વખતે મારી નજર સમક્ષ એ દિવસો તરી આવ્યા.

જમી પરવારીને ફરીથી એ વિસ્તારમાં બધા ફરવા નીકળી પડ્યા અને જુદે જુદે સ્થળે આસન જમાવી ગપ્પાં હાંકતા રહ્યા. જેમ જેમ જેમને આરામનો વિચાર આવતો ગયો તેમ તેમ તેઓ ઉઠી ઉઠીને તંબુમાં જઈ ભરાયા. છેવટે મેં પણ એ વિસ્તારની વિદાય લીધી અને આરામ કરવા પાછો ફર્યો. અમારી સવાર બીજે દિવસે મોડી પડી. ઉજાગરો અને થાક ટાળવા, જાગ્યા પછી પાસેના પ્રવાહમાં અમે ખૂબ નાહ્યા અને પછી ફરીથી તે વિસ્તારમાં થોડું ભટકી આગળ વધવા માટે અમે અમારી હોડીઓ હંકારી મૂકી.

## પ્રકરણ પાંચમું

# 'જંગલ–જીવન'

જંગલનો વિસ્તાર તો આગલા દિવસથી જ શરૂ થઈ ગયો હતો. "આરકાટી" છોડ્યા બાદ સોનગઢનું જંગલ વધુ ઘાડું બને છે. એ જંગલમાં મુખ્યત્વે વાંસ અને સાગના ઝાડોના ઝુંડો આવેલાં છે. બંનેની ઉપયોગિતાને પરિણામે દિવસ દરમિયાન જંગલ સૂનું નથી હોતું. કિનારા પર ઉતરીને ઉપર જઈને જોઈએ તો કપાયેલાં વૃક્ષો આમતેમ પડેલાં જોવામાં આવે છે અને કયાંક કયાંક સહકારી જંગલ મંડળીના સભ્યો યા કોઈક કોન્ટ્રક્ટરના લાકડા કાપનારા ભાઈઓ વૃક્ષો પર પોતાની કુહાડીઓ ઝીંકતાં નજરે પડે છે. બંને બાજુના કિનારા ખૂબ ઊંચા છે એટલે કેટલેક ઠેકાણે ઉપરની ઝાડી સાફ કરીને નદીના પ્રવાહમાં લાકડાં કે વાંસના ભારા ઉપરથી સરકાવવા માટે ખાસ માર્ગ તૈયાર કરેલો જોવા મળે છે. જ્યારે કાકડાપાર બંધ નહોતો બંધાયો ત્યારે તો જંગલના કપાયલાં લાકડાંઓના અને વાંસની ભારીઓના તરાપા બાંધી, છેક સુરત સુધી એ લાકડાં અને વાંસ નદી માર્ગે જ લઈ જવામાં આવતા. શરૂઆતના પ્રવાસોમાં આ ભર જંગલના વિસ્તાર વચ્ચે રાતના મુકામ વખતે અમને આ તરાપાવાળાઓનો સંગાથ મળતો. કાકડાપારનો બંધ બંધાયા બાદ હવે આ માર્ગ તે લોકો માટે લગભગ બંધ જેવો થઈ ગયો છે.

**નદી વચ્ચે મુકામ**

અમે પણ જ્યારે આગળ વધ્યા ત્યારે વૃક્ષો કપાવાના અને પડવાના અવાજો કિનારા પરથી સંભળાતા હતા. જ્યાં લાકડાં સરકાવવા માટે તૈયાર કરેલો ભાગ અમને દેખાતો ત્યાં અમારી જાનને બચાવવા

માટે અમારે નદીની વચ્ચે રહેવું પડતું. જંગલ કાપનારાઓમાંથી કોઈ કિનારા તરફ આવ્યું હોય અને તેની નજરે અમારી હોડી પડી જતી તો થોડા જ સમયમાં ઊંચા કિનારા પર સારૂં એવું ટોળું જામતું. વચમાં વચમાં કિનારા પર, અંદરની બાજુ પર ગામ આવતાં ત્યારે બપોરે પાણી પીવા માટે કિનારે આવેલાં ઢોર જોવા મળતાં. આ સિવાય બંને બાજુ જળપ્રવાહ પર ઝૂકેલાં ઝાડનાં ઝુંડો સિવાય બીજાં ત્યાં કશું જ જોવાનું હતું નહીં. ચારે બાજુ નિરવશાંતિ રહેતી અને તે શાંતિ વચ્ચે અમારી નાવ ધીમે ધીમે આગળ વધતી. ઉકાઈનો બંધ બંધાતાં આ બધો જ વિસ્તાર પાણી નીચે ડૂબી જવાનો હતો અને તેથી આસપાસના બધાં જ ઝાડો કાપી નાખવાના હોઈ પહેલાં કરતાં કિનારા પર પ્રવૃત્તિ ઘણી વધી ગઈ હતી. આરકાટી છોડ્યા બાદ દોઢેક કલાક આગળ વધ્યા હોઈશું અને શાંત પ્રવાહનું સ્વરૂપ બદલાયું, પ્રવાહની વચમાં ફરીથી પથ્થરો આવા માંડયા અને થોડું જ આગળ વધતાં પાણીએ વેગ પકડ્યો. આગળ જઈને જોયું તો પાણી સારી રીતે ઉછાળા મારી રહ્યું હતું. પણ ખાસ જોખમ જેવું હતું નહીં. પાણીમાં વેગ ઘણો હતો. પાણી ઉછળતું પણ વધારે હતું પણ પથ્થરો ઊંડા હતા એટલે ફક્ત હોડી સીધી રાખવા પૂરતી જ સાવચેતી રાખવાની હતી. આ પ્રવાહમાંથી તોફાન મસ્તી કરતા અને હીંડોળે ચડયાં હોઈએ તેમ ઝોલા ખાતા અમે આગળ વધ્યા. જરા શરતચૂક થતાં હોડીનો આગલો ભાગ વાંકોચૂકો થતો અને મોજાંની એક છોળ હોડીમાં બેઠેલા બધાને ભીંજવી જતી હતી, બપોરનો સમય હતો એટલે આવું કાંઈક થતું ત્યારે તેમાં બેઠેલા બધાને ગમતું. પરિણામે જાણી જોઈને કેટલીક વાર હોડી આડી કરી દેવામાં બધાને મઝા પડતી હતી. ત્રણ ચાર દિવસની તાલીમ બાદ બધાનો હોડી પર કાબુ આવી ગયો હતો. પથ્થરોમાંથી હોડી ક્યાંથી, કેવી રીતે કાઢી જવી તે બધા હવે બરાબર જાણી ગયા હતા. આને પરિણામે દિલમાંથી ડર ઓછો થયો હતો અને તોફાની પાણી આવતાં હવે બધા તોફાને ચઢતા. પથ્થરો

વટાવી અમે નદીની વચમાંજ એક બેટ જેવી જગ્યા જોઈ ત્યાં ભોજન પતાવવા બેઠા. બપોરના ભોજન માટે આ વખતે સેન્ડવીચીઝ બ્રેડનો સારો એવો જથ્થો સાથે બાંધી લીધો હતો. બ્રેડની સાથે રોજ એક રતલ માખણનો એક ડબ્બો ખુલતો. કોઈ દિવસ મુરબ્બાનો ડબ્બો તો કોઈ દિવસ જેલીનો ડબ્બો તોડવામાં આવતો, સાથે વળી કાંદા તો ખરા જ. અથાણાં તથા ટામેટાની ચટણીની તૈયાર બાટલીઓ પણ સાથે હતી, વળી કોઈ વાર મધ કે પછી ગોળ સાથે લેતા અને આગલે દિવસે જો શાક મળ્યું હોય તો રાત્રે તૈયાર કરેલું શાક બપોરે ભોજનમાં મળતું. રોજના ડબ્બા રોજ ખાલી કરી નદીમાં ફેંકી દેતા અને અમારા સામાનમાંથી તેટલો ભાર હળવો કરી આગળ વધતા.

### જંગલમાં આત્રેકદમ

ભોજન પતાવી ફરી પાછા આગળ વધ્યા. હજી જંગલ વિસ્તાર તો ચાલુ જ હતો અને રાત્રે જંગલ વચ્ચે જ કોઈ ભાઠામાં મુકામ કરવો પડશે તેની તો ખાતરી જ હતી. થોડું આગળ વધ્યા પછી ફરી પાછા અમારે પથ્થરોના વિસ્તારમાંથી પસાર થતો તીવ્ર પ્રવાહ પસાર કરી આગળ વધવાનું આવ્યું. આ વખતે મુખ્ય પ્રવાહ છોડી ડાબી બાજુ પરથી જતા એક નાનકડા પ્રવાહમાંથી અમે આગળ વધ્યા. પ્રવાહમાં વેગ સારો હતો અને શરૂઆતમાં તો સરસ રીતે પસાર થઈ ગયા. પણ પછી એ ફાંટો આગળ વધી મુખ્ય પ્રવાહ તરફ જતો હતો. તે વિસ્તારમાંથી પસાર થતાં અમારો દમ નીકળ્યો. એ નાના ફાંટાએ, મુખ્ય પ્રવાહને મળતાં પહેલાં એવો વાંકોચૂંકો માર્ગ લીધો હતો. અને વચમાં ઘાસ તથા પથ્થર પણ એટલા બધા કે વેગથી વહેતા એ પ્રવાહમાં હોડી આગળ લઈ જતાં અમે પત્થરમાં આમ તેમ ઝીંકાયા અને ઘસાયા. મુખ્ય પ્રવાહમાં પહોંચ્યા બાદ આગળ વધતાં રાત્રી મુકામ માટે કોઈ સારા સ્થાનની શોધ અમે શરૂ કરી. જંગલનો વિસ્તાર, નદીમાંથી દિવસ દરમિયાન તો બહુ રળિયામણો લાગે, લીલાંછમ વૃક્ષોની ઘનઘોર ઘટા

વચ્ચે વાંસના વૃક્ષોનાં ઝુંડો ઘણી જ સુંદર ચિત્રામણો ઊભી કરે, પણ જ્યાં રાત પડે અને બધું સુનકાર થાય ત્યારે પવનમાં હાલતાં એ જ વૃક્ષો ચારે બાજુ ભુતાવળો નાચતી હોય તેવો ભાસ કરાવે, એટલે મુકામ માટે યોગ્ય સ્થાન શોધવાની શરૂઆત વહેલી કરી દીધી હતી. આ વખતના પ્રવાસનો સારોયે વિસ્તાર એટલો બધો પરિચિત હતો કે, રાતના ચોકી પહેરો તો અમે રાખતા જ નહિ. પ્રવાસનો બધો જ સામાન બહાર ખુલ્લામાં વ્યવસ્થિત રીતે ગોઠવી દઈ, અમે તો તંબુમાં ભરાઈને ઊંઘી જતા; આમ છતાં જંગલ વિસ્તારમાં સ્થળની પસંદગી માટે થોડું ધ્યાન આપવું જોઈએ જ. સારે નસીબે આ વખતના પ્રવાસના સાથીઓમાં બે જ પ્રકારના માનસ ધરાવનારી વ્યક્તિઓ હતી. કેટલાકનું માનસ વર્ષોના અનુભવ બાદ એવું ઘડાયું હતું કે જેને પરિણામે બિલકુલ બેફિકર બની, જ્યાં પડી રહેવું હોય ત્યાં પડી રહી, કોઈ પણ જાતના ડર વિના આરામ કરવામાં જરા પણ અચકાય નહિ. આ માનસ પાછળ વર્ષોનો અનુભવ અને જંગલજીવનનો ઊંડો અભ્યાસ કારણભૂત હતાં. બીજા કેટલાક હતા, તે એવા હતા કે, જે બહુ લાંબું વિચારવાની તસ્દી લેવા તૈયાર નહોતા અને સાથે જે અનુભવીઓ આવેલા તેમના પર વિશ્વાસ મૂકી, જે નક્કી થાય તે અને જે સોંપવામાં આવે તે કરવાનું જ, એવું માનસ ધરાવનારા હતા. પરિણામે 'ચોકી પહેરો રાખવો કે નહિ? ચોકીદારે બેસવાનું કે ફરવાનું? કોણે ક્યાં સુવાનું? કેમ સુવાનું? તેવા બધા સવાલોની તાત્ત્વિક ચર્ચાનો કોઈ અવકાશ જ નહોતો. આ વેળાના પ્રવાસ દરમિયાન કેટલીક બાબતો દરેક વ્યક્તિ પર છોડી દીધી હતી. રાતના અમુક સમયે જ ઊંઘી જવાનું, એવો કોઈ નિયમ ઘડવામાં આવ્યો નહોતો. કામમાંથી પરવારી જઈએ ત્યાં સુધી બધાએ સાથે રહેવાનું રહેતું. ત્યારબાદ જેને આરામ કરવો હોય તે તંબુમાં ભરાતા, કેટલાક કેમ્પ ફાયરની આસપાસ વાતો હાંકતા બેસતા અને કેટલાક ભટકવાના શોખીન આમતેમ કિનારા પર ભટકવા નીકળતા. સવારે ઉઠવા માટે એવું નક્કી કર્યું હતું કે જે સૌથી પહેલો જાગી જાય તેણે બીજા બધાને

જગાડવાના. આ પ્રમાણે કેટલાંક બંધનો ઢીલા કર્યા હોવા છતાં અમારો પ્રવાસ કાર્યક્રમ વ્યવસ્થિત રીતે આગળ ચાલતો.

આગળ વધતાં વધતાં છેવટે એક એક નાનું સરખું સરસ ભાઠું અમારી નજર પડયું અને અમે હોડીઓ કિનારા તરફ લીધી. ભાઠું નાનું સરખું જ હતું. એક બાજુ પર પાણી નજીક હતું અને બીજી બાજુ પર જંગલ પણ નજીક જ હતું. કામકાજમાંથી પરવાર્યા બાદ કેટલાકને જંગલમાં થોડું ભટકવાનું મન થયું અને તેઓ, જેને જે હથિયારમાં વધારે વિશ્વાસ હતો તે હથિયાર બાંધી, એક બે ટોર્ચ લાઈટ લઈને જંગલ તરફ ઉપડયા. હું સરસ મઝાનો તાપણા પાસે, વિચારોની દુનિયામાં મસ્ત બની, બેઠો હતો. અત્યાર સુધી કઈ કઈ જાતના માનસ ધરાવતા જુવાનોનો મને સંગાથ મળ્યો હતો તેનો ક્યાસ કાઢવામાં *હું વર્તમાન છોડી ભૂતકાળની દુનિયામાં ભટકવા નીકળી પડયો—*



**દિનભરના પરિશ્રમ બાદ આરામની વેળાએ**

ગિરનારનો અનુભવ

'રાતના બેનો સુમાર હતો. ચાર જુવાનો ગિરનાર ઉતરીને તળે-ટીથી જુનાગઢના સ્ટેશન પર પહોંચવા માટે ઉતાવળા થઈ રહ્યા હતા. તે જ દિવસે સાંજે બહારગામથી આવી, સ્ટેશન પાસેના છાત્રાલયમાં સામાન મુકી, સીધા જ રાતે લગભગ આઠને સુમારે ગિરનારની તળેટીમાં પહોંચી, ગિરનાર ચઢી, રાતના લગભગ એક વાગે પાછા ઉતરી જઈને થોડો આરામ કરી તેઓ પાછા વળી રહ્યા હતા. વચમાં, સામેથી આવતી એક મોટર ટ્રકના ડ્રાઈવરે ગાડી થોભાવી સમાચાર આપ્યા, 'હમણાં જ આગળ રસ્તે ચિત્તો પસાર થયો છે એટલે આગળ ન જશો.' પેલા જુવાનોએ તે સાંભળ્યું ખરું, થોડીવાર વિચાર પણ કર્યો, કોઈની પાસે હથિયારમાં કાંઈ જ નહોતું. હાથ હલાવતાં જ નીકળી પડયા હતા, છેવટે નિર્ણય લેવાયો, 'આગળ તો વધવું જ,' દરેક જણાએ પોતાના હાથમાં સરસ મઝાના ગોળ પથ્થરો રાખ્યા, તેમના મનમાં દલીલ થઈ રહી હતી, 'પાષાણ યુગમાં, માનવી પથ્થરનો ઉપયોગ કરી શકતો તો આપણે કેમ નહિ કરી શકીએ?' આ વિચારે તેમને જોમ આપ્યું, અને જુનાગઢના સ્ટેશન પર પહોંચ્યા ત્યારે પથ્થર ઉડાવી મુકયા. આવું માનસ ધારવતા જુવાનોને કોણ હરી શકે?'

ગયા વખતના જ અહીંના પ્રવાસના બે બનાવો મનમાં એવા ઊંડા કોરાઈ ગયા હતા કે જંગલની વાત આવતી ને એ બે ચિત્રો આંખ સામે એક સાથે આવી ખડાં થઈ જતાં—

'મધ્ય રાત્રીનો સમય હતો. ઘોર અંધારી રાત હતી, કોક અજાણ્યા સ્થળે, સોનગઢના જંગલની વચ્ચે ગુજરાતના ૨૬ યુવાનો પડાવ નાંખી પડયા હતા. પડાવનું સ્થળ હતું નદી કિનારાનું નાનું સરખું ભાઠું. પડા-વથી ૨૦–૨૫ ફુટ દૂર એક બાજુ પર તાપી નદીના નીર વહી રહ્યાં હતાં, બીજી બાજુ પર ૩૦–૩૫ ફુટ દૂર જંગલની વનરાજી છવાયેલી પડી હતી. બે સંત્રીઓ પહેરો ભરતા હતા, અને વચમાં તાપણું સળ-

ન્તું હતું એટલે એ હું ફે બાકીના ૨૪ જણા નીરાંતે દિવસ ભરનો થાક ઉતારી રહ્યા હતા. રામુની સંત્રી પૂરી થઇ હતી અને એણે મને જગાડયો હતો. મારી ખાસિયત પ્રમાણે હાથમાં ટોર્ચ લઇ બધું તપાસવા હું ચક્કર મારવા નીકળ્યો હતો. એક જુવાન ઉંઘી રહ્યો હતો. મારી નજર તેના પર પડી, ડાબી બાજુની બગલમાં ઉભી કીરપાણ દાબી રાખી, બન્ને હાથથી છાતી પર ભીંસ મારી એ જુવાન તે કીરપાણની હુંફમાં ઘસઘસાટ ઉંઘતો હતો. મને હસવું આવ્યું, મેં રામુને બૂમ મારી, પાસે બોલાવીને એ દશ્ય બતાવ્યું. કીરપાણ ખેંચી લેવા પ્રયત્ન કર્યો પણ ભીંસ એવી મારેલી કે સહેલાઇથી તે ખેંચી શકાય તેમ નહોતું. જ્યારે બધાંને સુવા માટેનો સમય થયો હતો ત્યારે એજ જવાને 'તાપણા તરફ માથાં અને જંગલ તરફ પગ રાખી સુવાની,' સૂચના કરેલી અને જે ઊંઘી ગયા હતા તેમને પણ જગાડીને આ સ્થિતિમાં આણેલા. 'જંગલમાંથી વાઘ આવે અને જંગલ તરફ પગ રાખી સુતા હોઇએ તો વાઘ પગ પકડે પણ તેથી મરી તો નજ જવાય અને જાગી જઈએ તો ખંજર કે કીરપાણ કે એવું કાંઈ બીજું પાસે રાખ્યું હોય તો તેનો ઉપયોગ કરી શકાય. નદી તરફ સુનારાઓએ તેમના પગ નદી તરફ રાખ્યા હોય તો, બહુ બહુતો નદીમાંથી આવેલો મગર પગ પકડી લે એટલે હાથ તો છુટાજ હોય, તેથી કાંઇક બચાવ પણ કરી શકાય.' બગલમાં કીરપાણ દાબીને સુવા પાછળ આવી તર્ક બુધ્ધી કામ કરી રહી હતી. જંગલ અને જંગલી જાનવરો વિષેના કેવા વિચિત્ર ખ્યાલ!'

આ પ્રસંગ જ્યારે જ્યારે મને યાદ આવે છે ત્યારે મારી નજર સમક્ષ એ આંગ્લ–જુવાન જીમ કોરબેટની મૂર્તિ ખડી થાય છે. 'તરાઈ'ના ગીચ જંગલો વચ્ચે ખભે બંદૂક નાંખી માનવભક્ષી વાઘને પડકારવા ભયંકર રાત્રીમાં એકલો ભટકતો, ક્યાં એ દિલેર જવાન અને ક્યાં નદીના ભાઠામાં, ભડભડ બળતા અગ્નિ પાસે ૨૬ જણાના મોટા કાફલા વચ્ચે, બગલમાં કીરપાણ દબાવી તેની હુંફે ઉંઘવાનું જોખમ વહોરી લેનાર આ જવાન!

**બીજો પ્રસંગ**

બીજા પ્રસંગનો તખ્તો પણ સોનગઢનું જંગલ હતું. ગયા વખ-

ત્રના પ્રવાસની જ એક રાત હતી. તે પ્રવાસમાં શરૂઆતમાં તો પૂરતી હોડીઓ હતી પણ કેટલીક હોડીઓની મરામત બરાબર થઈ નહોતી એટલે ફક્ત ચાર જ હોડી પાછળથી કામ આવે તેવી રહી હતી: અમારો કાફલો ૨૯ જણાનો હતો એટલે દસ જણાની એક ટુકડી કિનારા પર પગપાળા આગળ વધતી અને બાકીના હોડીમાં આગળ જતા. જંગલ વિસ્તાર શરૂ થયા પછીના એક દિવસે સવારે રામુ પોતાની સાથે બે કિશોરો, બે બાળાઓ અને બીજા પાંચ જુવાનો સાથે, નાસ્તાનો થોડો સામાન લઈ અને એક બે નજીવા હથિયાર સાથે પગપાળા આગળ વધવા નીકળી ગયો. 'નક્કી એમ થયું હતું કે બપોરે અમૂક સમયે બંને ટુકડીઓએ ભોજન માટે ભેગા થવું.' કિનારા પર પગપાળા આગળ વધતી ટુકડી જંગલમાં આગળ વધતી ગઈ પણ જંગલ વિસ્તારમાં એવી અટવાઈ ગઈ કે નદી-કિનારા સાથેનો તેમનો સંપર્ક તૂટયો. જેમ જેમ દિવસ ચઢતો ગયો તેમ તેમ નદી કિનારો શોધવા તે ટુકડીએ વધુ પ્રયત્ન કરવા માંડયા. સાંજ પડી ગઈ છતાં તે ટુકડીના હાથમાં નદી–કિનારો ન જ આવ્યો. અંધારું થતાં જ ટુકડી ભર જંગલમાં વચ્ચે, થોડી ખુલ્લી જગ્યા જોઈ અટકી અને ત્યાં જ પડાવ નાંખ્યો. સારા દિવસનો પરિશ્રમ, સાથે ખાવાનું કંઈ મળે નહિ, પહેરેલાં કપડાં સિવાય ઓઢવા પાથરવા માટે કાંઈ મળે નહિ, તેમાં જંગલનો વિસ્તાર, ખુલ્લું મેદાન અને ઠંડીના દિવસ, આ પરિસ્થિતિમાં તાપણું કરી તેને ફરતે એ ટુકડી લઈને એ જવાન સારી રાત પસાર કરવા પડ્યો હતો. ભૂખ સાથે તરસ પણ બધાને પરેશાન કરતી હતી. એક જ વોટર-બોટલ જેટલું પાણી હતું તે પણ સાંજના જ લગભગ પૂરું થયું હતું, વોટરપ્રૂફ હેટ પર ઝાકળને પરિણામે આમતાં બિંદુઓ ચાટી ચાટી તરસ છીપાવતાં છીપાવતાં પણ 'બીજે દિવસે કઈ રીતે આગળ વધવું, નદી કિનારો કેમ શોધી કાઢવો, અને હોડીમાં આગળ વધતી ટુકડીનો કેવી રીતે સંપર્ક સાધવો, તેની જ યોજના ત્યાં ઘડાઈ રહી હતી.'.

ઘોર જંગલ વચ્ચે, ભૂખ્યા–તરસ્યા, લગભગ નિઃસહાય છતાં બીજા દિવસની યોજના કરવામાં મચી પડેલું આ માનસ અને એ દિમાગ એક જુદું જ ચિત્ર ખડું કરતા હતા.

## પ્રકરણ છઠ્ઠું

# આ બધું શા માટે ?

ભડભડ બળતા તાપણાં પાસે બેઠો બેઠો મારા માનસંપટ પર, હું આ ભૂતકાળના ચિત્રો ચીતરી રહ્યો હતો અને ભૂંસી રહ્યો હતો. નિર્ભયતા, સહનશીલતા, કપરામાં કપરી કસોટી સમયે પણ મન પર સંપૂર્ણ સંયમ; આ બધા ગુણો ખીલવવામાં કોણ કેટલો ભાગ ભજવતું હશે? એક બાજુ ઘરના સંસ્કાર, બીજી બાજુ શાળા મહાશાળામાં મળતું શિક્ષણ, ત્રીજી બાજુ પર સમાજ અને ચોથી બાજુ પર ધર્મ . આમ ચાર બાજુ પરથી ઝીંકાતા હથોડાને પરિણામે માનવીનું માનસ એક ચોક્કસ ઘાટ લે છે. જો ચાર વચ્ચે સમજૂતી હોય તો તો ઘાટ સુંદર જ.બને એ નિઃશંક વાત છે. પણ જ્યારે ચાર તરફના ઘામાં સમન્વય નહોય.ત્યાર તો ભંયંકર વિકૃતિ જ ઘડાય. આવે વખતે વ્યક્તિનો જાત અનુભવ જ વ્યકિતના માનસ ઘડતરમાં મહત્ત્વનો ફાળો આપે છે. અને આવા અનુભવ લેવા કે આપવા પાછળ યોગ્ય માર્ગદર્શન હોય તો એક સુંદર કૃતિ ઘડાય એ. મારું મન આવી કાંઈક તાત્વિક ચર્ચાઓ ચડ્યું હતું. અને ત્યાં તો જાત અનુભવ લેવા જંગલમાં ભટકવા ઉપડેલા મિત્રોની બૂમ સંભળાઈ, તેઓ હતા તો નજીકમાં જ પણ દિશા ભૂલ્યા હતા. ઊભા થઈ, કેરોસીનનો ડબ્બો લઈ, તાપણાં પર કેરોસીન છાંટ્યું અને મોટો ભડકો થયો. એ પ્રકાશે દિશા ભૂલેલાઓને સાચી દિશા બતાવી દીધી. જોતજોતામાં તેઓ મુકામ પર આવી લાગ્યા. બીજે દિવસે "ઉકાઈ" પહોંચી જ જવાશે તેની ખાત્રી હતી એટલે બહુ વહેલા ઉઠવાનો સવાલ નહોતો તેથી વહેલા ઉંઘી જવા માટે પણ કોઈ ખાસ આતુર નહોતું. પ્રવાસ ઉકાઈથી બંધ કરવો એવું પહેલેથી જ વિચાર્યું હતું. આમ તો 'કાકરાપાર' નો બંધ ઉકાઈથી ૧૯ માઈલ જ દૂર હતો. અને ત્યાં જઈ

શકાય તેમ પણ હતું. તાપીના મુખથી ૫૦ માઈલ ઉપર-વાસમાં ૨૦૩૮ ફૂટ લાંબો અને ૩૦ ફૂટ ઊંચો બાંધેલો આ આડબંધ જોવાનું એક આકર્ષણ હતું, પણ આગાઉના પ્રવાસોના અનુભવને પરિણામે ઉકાઈથી જ પ્રવાસ બંધ કરવાનું નક્કી કર્યું હતું કારણ કે આડબંધને પરિણામે બંધના ઉપરના કિનારાઓ પર ચીકણો કાદવ એટલો બધો જમા થતો કે તેમાં જો ભૂલેચૂકે પણ ઉતરવા પ્રયત્ન કરીએ તો કાદવમાં આઠદસ ફૂટ ઊંડા ઉતરી જવાય એટલે હોડી, સામાન અને જાતને, ઉકાઈ છોડયા બાદ કિનારા પર ઉતારવા કોઈ યોગ્ય સ્થાન મળવાનું શક્ય નહોતું વળી આગળ વધવામાં મદદરૂપ થાય તેવો પ્રવાહ પણ મળવો શક્ય નહોતો અને ઉકાઈથી ફરી પાછા ઘર તરફ વળવા માટે વાહન પણ મળી રહે તેમ હતું. આ બધું વિચાર્યા બાદ જ ઉકાઈથી આગળ નહિ જવાનું નક્કી કર્યું હતું.



સોનગઢના જંગલોમાંથી પસાર થતા પ્રવાસીઓ

બીજે દિવસે સવારે ઉઠી, ઉકાઈ પહોંચવા અમે અમારી હોડીઓ હાંકી મૂકી. સોનગઢના જંગલની ખૂબી એ છે કે, તે જંગલમાં પંખીઓ ખૂબ છે. વહેલી સવારના એ બધાં પંખીઓનો કલરવ સારા યે જંગલને એવું ગજવી મૂકે છે કે ન પૂછો વાત. તેમાં આ તો પાછો નદીકિનારો એટલે સવાર પડતાં બધાં જ પંખી ત્યાં ભેગાં થવાનાં. વહેલી સવારે અમે નીકળ્યા ત્યારે પંખીઓના કીલકીલાટથી સારૂંયે વાતાવરણ ભરેલું હતું, તેમાં નીલકકંઠનો ટહુકાર તો કલાકો સુધી અમારી સાથે જ રહ્યો. આમ તો પ્રવાહ શાંત હતો પણ આ વાતાવરણ વચ્ચે અમે ઝડપથી આગળ વધી રહ્યા હતા. બે ત્રણ કલાક પસાર થયા અને અમને દૂરથી ઉકાઈની નિશાની દેખાઈ. લગભગ બારને સુમારે તો અમે ઉકાઈ બંધના સ્થળ પાસે આવી પહોંચ્યા. બંધના સ્થળે નદીની વચ્ચે બોરીંગ ચાલી રહ્યું હતું. આમ તો રવિવારનો દિવસ હતો એટલે બીજું બધું કામ બંધ હતું. કિનારા પર હોડી લાંગરી અમે સોનગઢ પહોંચવા માટે વાહન મેળવવા ઉપર ગયા રવિવારનો દિવસ હતો એટલે લગભગ બધા જ કર્મચારીઓ સોનગઢ ઉપડયા હતા, ફક્ત ઉકાઈ બંધ જે ભાગ ઉપર બંધાતો હતો ત્યાં લગભગ ડઝનેક જેટલા તોતીંગ બુલડોઝરો ટેકરાઓ ખોદીને તે ભાગની જમીન સરખી કરવા માટે થોડે થોડે અંતરે ઘૂમી રહ્યા હતા. બાજુ પર સફેદ પટાઓ ચીતરેલા નજરે પડતા હતા અને દીવાલની લંબાઈ પહોળાઈ દર્શાવનારા ખૂંટાઓ ઠોકેલા આંખે ચડતા હતા, હોડીઓ સાફ કરવામાં, સામાનને રેલ્વે-મુસાફરી માટે યોગ્ય રીતે બાંધવામાં તથા સફાઈ કામમાં અમારો સારો એવો સમય ગયો. બધો સામાન ઉપર લાવ્યા ત્યારે જે સ્થાન ઉપરથી મોટર બસ મળી શકે તેમ હતું તે સ્થાન પર પહોંચવા માટે વાહન મલ્યું નહીં, અમને સમજી શકે અને મદદ કરી શકે તેવા કર્મચારી વર્ગમાંની કોઈ વ્યકિત ત્યાં હાજર ન હતી. વાહન માટે ફાંફાં મારવામાં સાંજ પડી ગઈ. ઉકાઈ ગામ કિનારાથી થોડે દૂર હતું. સોનગઢ જતી મોટરબસનું સ્થાન વળી તેનાથીયે દૂર હતું. તે સ્થાન પર પહોંચવા માટે ગાડું મેળવવાના અમારા પ્રયત્નો ચાલુ હતા. આ પ્રયત્ન કરવામાં ઉકાઈ ગામમાં દાઉદને

કપરી કસોટીમાંથી પસાર થવું પડ્યું. ગામના પટેલ જે પાણીમાં રહેતા હતા તે બાજુ ગાડું મેળવવા માટે દાઉદ ઉપડયો, ત્યાં પહોંચ્યો ત્યારે ગામ લોકોએ માન્યું કે બંધ બાંધવા માટે આવેલા કર્મચારીઓનો તે કોઈ માણસ હતો અને ગામ લોકો આ બધાથી એવા ત્રાસેલા કે તેને સીધો મારવા જ લીધો. ગામનો પટેલ જાતે જ તેના પર ધસી આવ્યો.

✓ સરકારે જમીન લઈ લીધી, ઘર લઈ લીધાં, હવે શું ગાડું પણ લઈ લેવા માગે છે ?" એવું તેમનું કહેવું હતું. મનનો ઉદ્વેગ એવો હતો કે સામી બાજુની દલીલ કે વાત સાંભળવા જ તૈયાર નહીં, છતાં આવા સંજોગોમાં પણ દાઉદે ધીરજથી કામ લીધું અને બધાને સાચી હકીકતથી વાકેફ કર્યા. ગામના પટેલે જાણ્યું કે 'આવનાર ભાઈ તો બહારના છે અને બધી માહિતી ભેગી કરવા નીકળ્યા છે,' ત્યારે ત્યાં જ તેની પાસે બેસી તે રોયો, મન મૂકીને રોયો. દાઉદનું કહેવું હતું કે, નશામાં બીલકુલ ચકચૂર હોવા છતાં તેના શબ્દોમાં, 'ઝુંપડું' જશે, જમીન જશે, અને ગામ પાણીમાં ડુબશે એ બધાંનું દુ:ખ સ્પષ્ટ દેખાતું હતું.' અમે જ્યારે દાઉદ પાસે તેની વીતક કથા સાંભળી ત્યારે તે ભોળા ગ્રામજનો તરફ તીરસ્કાર કે ગુસ્સાને બદલે અમારા દિલમાં તેમને માટે દયા જ હતી અને મનમાં એક જ સવાલ ઉઠતો હતો કે 'બંધ બાંધવા પાછળ જ્યારે આટલો અઢળક ખર્ચ થવાનો હોય, તો શા માટે ભોળા ગ્રામજનોને સાચી સમજ આપવા, તેમનું દુ:ખ હળવું કરવા અને તેમને સારે માર્ગે દોરવા બે ચાર સમાજ સેવકો આવા વિસ્તારમાં કામે નહીં લગાડવામાં આવતા હોય? આ પ્રશ્નોનો ઉકેલ લાવવાની જવાબદારી તો અમારી હતી નહીં, અને જેમની તે જવાબદારી છે તેમની શકિત કે સામર્થ્ય વિષે અશ્રાદ્ધા પણ હતી નહીં એટલે એ સવાલ બાજુ પર રાખી હું એક બીજા પ્રશ્નનો જવાબ શોધવામાં પડયો. 'શું આ પ્રમાણે જંગલો અને ડુંગરાઓ, દરિયા કિનારા અને નદીનાળાંઓમાં ભટકવું એ ફકત એક ઘેલછા કે ગાંડપણ જ છે કે તે પણ વ્યકિતના જીવન વિકાસમાં કાંઈક ફાળો આપે છે?' રાત ઉજાગરાના

બસ સ્ટેશન પર ગાળી અને બીજે દિવસે સવારે બસમાં સોનગઢ પહોંચી ઘર તરફ પાછા વળવા રેલગાડી પકડી ત્યાં સુધી આ મુદ્દો મનમાં ઘોળાયા જ કરતો હતો. આવા પ્રવાસોની યથાર્થતા કેટલી? પરદેશના યુવાનોમાં આવી પ્રવૃત્તિઓ એટલી બધી વિકાસ પામી છે અને તેનું મહત્ત્વ એટલું બધું લેખાયું છે કે ત્યાં આવા સવાલો ઉઠવા માટે કોઈ સંજોગો જ રહ્યા નથી. પણ સદીઓની નીંદ છોડી, આળસ ખંખેરી હજી જાગૃત થતા આ દેશમાં તો આવી પ્રવૃત્તિ વિષે સારી એવી ચર્ચા જામી છે. જાત જાતના અભિપ્રાયો અને મંતવ્યો પણ જાહેરમાં તથા ખાનગી વર્તુળોમાં મુકાતા જાય છે. આ બધું ચારે બાજુથી આવી મારે કાને અથડાતું હતું. બીજી બાજુ વર્ષો પહેલાં લખાયેલ મારી નોંધપોથીમાં દર્શાવેલ વિચારો જ આજે પણ મારા દિલમાં પ્રતિઘોષ જગાવી રહ્યા હતા. આવા પ્રવાસે જતાં પહેલાં મારી સામે થયેલી ટીકાઓના જવાબરૂપે મેં લખ્યું હતું—'વ્યક્તિ-વિકાસને રૂંધતાં પરિબળો સામે ઝૂમવાની પ્રેરણા મને આવા પ્રવાસો આપે છે, એ વિષે મારા મનમાં તો લેશમાત્ર શંકા નથી. હરણફાળનો ધોધ કે આરકાટીનો વિસ્તાર, હજારો વર્ષ પહેલાં તેની પ્રગતિને રોકી રહેલાં મજબૂતમાં મજબૂત ખડકોને તોડી ફોડી પ્રગતિના પંથે આગળ વધવા જલ-પ્રવાહે આદરેલા ભીષણ સંઘર્ષના એ વિસ્તારો - આજ તો માત્ર અવશેષો રૂપે જ એ સંઘર્ષની યાદ આપતા પડ્યા છે, છતાં ખડકોની વચ્ચેથી ધસ-મસતા એ જલપ્રવાહોનો ઘુઘવાટ મારા જોવાના દિલમાં પડઘા પાડી જાય છે. એના ઘુઘવાટમાં, સંઘર્ષમાં મેળવેલા વિજયના જયઘોષ આજે પણ ગાજતા હું સાંભળી શકું છું. અને આ પ્રવાસ દરમિયાન કદાચ ખાવાપી-વાની કે ઊંઘવાની તકલીફ તો પડશે, શરીર પણ જરા સુકાશે, પણ આગળ વધવા માટેની હિંમત અને સંઘર્ષમાં આખર સુધી લડી લેવાની ખુમારી મનમાં ભરીને હું પાછો ફરીશ એ નિ:શંક વાત છે.' જ્યારે પણ આવા પ્રવાસોની યથાર્થતા વિષેની વાતો ઉભી થતી ત્યારે મારા દિલમાં તો એ જ વિચારો જવાબરૂપે ગાજી ઉઠતા અને તેના એવા પ્રચંડ પડઘા પડતા કે સામે આવી પડઘાતા અભિપ્રાયો અને મંતવ્યો તત્ક્ષણ શૂન્યવત થઈ

જતા. આ વખતે પણ મારી સામે એ જ વિચારો વધુ દ્રઢ બની, મનમાં ઉઠેલ એ પ્રશ્નના જવાબરૂપે આવી ઉભા રહ્યા. હજી આજે પણ ત્યાંના જલ પ્રવાહના ઘુઘવાટમાં ગાજતા જયઘોષ મારે કાને અથડાતા જ રહે છે અને મને આગળ વધવા માટેનું જોમ આપતા રહે છે.

[સંપૂર્ણ]



# પ્રકરણ પહેલુ

*'My heart is like the ocean,*
*With storm and ebb and tide,*
*And many pearls of beauty,*
*Within its caverns hide.'*

પૃથ્વી પર અંધારાના ઓછાયા ઉતરતાં જ પ્રકૃતિએ અસંખ્ય ટમટમતા તારલાઓથી ગૂંથેલ ચંદરવો તાણ્યો, ઊગમણી બાજુએ નીશાનાથ ઝળકી ઊઠયો અને એ ઉન્માદી વાતાવરણની ઘેરી છાયામાં નશીલી બનેલી ચાંદનીએ પોતાના અડપલાં શરૂ કર્યાં. રમણે ચઢલી એ ચાંદીનીના સ્પર્શ માત્રે સાગરમાં ઉન્માદ જાગ્યો, એ ઉન્માદને પરિણામે ઉદ્ભવેલ તરંગો ઊંચેને ઊંચે ઉછળવા લાગ્યા. ચાંદનીની એ સમગ્ર રૂપછટાને પોતાનામાં સમાવી લેવા સાગર જાણે પોતાની સહસ્ર ભુજાઓ લંબાવી રહ્યો હતો. તરંગે તરંગના શિખર પર અને સારાયે સાગરના પટ પર ઠેર ઠેર ચાંદની ચમકારા મારી રહી અને એ ચમકના સભાને સાગરનાં નીર નાચી ઉઠયાં—અંતરના કોક અજાણ ખૂણામાં સાચવી રાખેલ પોતાના પ્રિયજનની પ્રતિમાના સભાને સારાયે રોમરોમમાં રોમાંચ જાગે તેમ -- છતાં એ તો માત્ર ચમકારા જ હતા - ચાંદની તો દૂર દૂર, ગગનના ગોખે, તારલાઓની દુનિયામાં મસ્ત બની, ચારેકોર તોફાન જગાવતી, ઘૂમી રહી હતી. જેમ જેમ રાત વધતી ગઈ તેમ તેમ સાગરનાં નીરની અધીરાઈ વધતી ગઈ, ઉદ્વેગ વધતો ગયો, ઘૂઘવાટ વધુ ઘેરો બન્યો અને તરંગોના ધમપછાડા વધુ ને વધુ શરૂ થયા.

સવારનો શાંત સાગર તમે કદી નીહાળ્યો છે? લાખ પ્રયત્નો કર્યા બાદ પણ પોતાનું ધાર્યું ન મેળવી શકનાર અને પોતાના દિલમાં સ્મૃતિરૂપ સાચવી રાખેલ પોતાની પ્રિયતમાની મૂર્તિ પણ ઝૂંટવાઈ જવાને

પરિણામે કોઈ પ્રેમીજનના દિલમાં જાગેલા, કરૂણા ભર્યા સંગીતના સૂર જાણે તેણે છેડયા હોય, તેવો તે ભાસે છે. તે સંગીત જેને કાને પડે છે તે વ્યકિત ભલે પથ્થર કરતાં પણ વધુ કઠીન હૃદયવાળી હોય, તો પણ એક વાર તો તે ઘડીભર માટે કોઈ બીજી જ દુનિયામાં ખોવાઈ જાય છે.

મારી સવાર ચારે બાજુ રેલાયેલા એ અફાટ જળનિધિ વચ્ચે, ધીમે ધીમે વાતી સમીરની લહેરીઓ વચ્ચે અને એ લહેરીઓને પરિણામે, વહાણની બાજુ પર થપકીઓ મારતા નાના નાના તરંગો વચ્ચે ઝોલા ખાતા વહાણ પર, ચારે બાજુથી ઊઠતા એ કરૂણ સંગીતના ગુંજન વચ્ચે પડી હતી. મારે જાગીને એ જ જોવાનું હતું. સાગરના એ બે ચિત્રો વચ્ચે મારી ફકત બહુ જ થોડા સમયની ઉંઘ હતી. કયાં પેલો રાતનો ઉન્માદી સાગર! ભયંકર રુદ્રરૂપ ધારણ કરતો, સર્વને પડકારતો, વિનાશનો શોર ગજવતો અને ધાર્યું મેળવવા ધમપછાડા મારતો એ પ્રલયકારી વીર! અને કયાં સુમધુર, કરુણા છલકતું સંગીત ફેલાવતો અને સહુના દિલને હચમચાવી મૂકતો આ વૈરાગી!

ભૂખરા રંગનું લગભગ ઘૂંટણ સુધી વાળેલું પાટલુન, રંગબેરંગી ભાતવાળું જર્કીન, ગળામાં રંગીન રેશમી ગળપટો અને માથે રતાશ રંગની ગોળ ગરમ ટોપી; મધ્યકાલીન યુગના કોઈ ચાંચીયા સમો વેષ પહેરી, બે હાથમાં, આગલા તૂતક પરની વહાણની પાળ પર બાંધેલા દોરડાને મજબૂત પકડી રાખી હું ઊભો હતો. ફેર ફકત એટલો જ હતો કે વહાણે ચઢી, ધનનો ઢગલો કરી પાછા ફરતા વેપારીઓના ખજાના લૂંટવા માટે નહી પણ સાગરના નીર પર પ્રકૃતિએ છૂટે હાથે વેરેલ સૌંદર્યનો ખજાનો લૂંટવા માટે હું બહાર પડયો હતો. અજવાળું થવાને હજી વાર હતી. વહાણનો ટંડેલ ખોડા હરિ પાછલા તૂતક પર સૂકાન સાચવતો બેઠો હતો. રાતના મને ટોકી ટોકીને થાકયો હતો એટલે સવારના જાગી મને આગલા તૂતક પર જતો જોયો ત્યારે એણે મૌન રાખવાનું જ પસંદ કર્યું. રાતના, આજ સ્થાન પર સાગરની વિહ્વળતા અને ચાંદનીની છેડછાડ નીહાળતાં

નીહાળતાં ત્રણ ચાર કલાક ગાળ્યા હતા. રાતના સમયે સાગરનાં મોજાં પચ્ચીસથી ત્રીસ ફૂટ જેટલાં ઉછળતાં હતાં અને સાથે તે મોજાંઓ ✓અમારા વહાણને પોતાની સાથે ૩૦ ફૂટ ઊંચે દડાની જેમ ઉછાળતાં હતાં અને બીજી જ પળે બે મોજાં વચ્ચે થતા કૂવામાં ૩૦ ફૂટ નીચે પછાડતા હતા. બે મોજાંની વચ્ચે જ્યારે વહાણ જતું ત્યારે ચારે બાજુ પાણીની તોતીંગ દીવાલ વચ્ચે અમે સપડાયા હોઈએ તેવું ભાસતું. વહાણના ત્રણે સઢ છોડયા હતા અને વહાણ પૂરપાટ આગળ વધ્યે જતું હતું. મોજાંની હારમાળ વચ્ચે વહાણ જરા પણ આમતેમ થતું કે મોજાં જોરથી વહાણને એક થપાટ લગાવતા હતા અને પાણીની છોળો નૂતકથી પણ ઊંચે ઉછળીને સઢને ભીંજાવી જતી હતી. આગળના નૂતક પર હાથથી મજબૂત રીતે દોરડાં પકડી હું ઉભો હતો અને ટંડેલ પાછળના નૂતક પરથી બૂમાબૂમ કર્યે જતો હતો," "ભાઈ તમે અંદર જઈને સૂઈ જાઓ, આ તોફાનમાં તમારું કામ નહીં, એકાદ ઝાટકો લાગતાં બહાર ફેંકાઈ જશો તો દરિયાદેવના ભોગ બનશો, કોઈ બચાવવા નહિ આવે." કંઈક ઠપકાભર્યા અવાજે અને થોડીઘણી દમદાટી વાપરીને, પાછલા નૂતક નીચે ભરાઈ જઈ સુઈ જવા માટે મને સમજાવવાના તેના પ્રયત્નો ચાલુ જ રહ્યા. તેને તેની ફરજનો પૂરો ખ્યાલ હતો. વહાણના માલિક કેપ્ટન શેઠે મોર-ભગવાથી વહાણ છોડતી વેળાએ સૂચના આપી હતી, "આ વાણીયા બામણના દીકરાઓને સહીસલામત ઘોઘા પહોંચાડી ત્યાંથી પીરમબેટ પર ફેરવી આવજે. જો જે કાંઈ થાય નહીં, નહિ તો મોં બતાવવું ભારે પડી જશે." વહાણ પર ચઢતાં પહેલાં, ગામમાં તેમને ઘેર કાઢેલા થોડા સમય દરમ્યાન અમને પણ શેઠે ઘણી ઘણી શીખામણ આપી હતી. સાગર ખેડવાના અમારા તરવરાટને જોઈ તેઓ આશ્ચર્ય પામ્યા હતા પણ સાથે કંઈક ડરની લાગણી પણ તેમની વાતમાં વર્તાઈ આવતી હતી. વહાણના માલિક હોઈ જવાબદારીનું તેમને પૂરું ભાન હતું અને તેથી જ તેમના મનમાં અમને વહાણે ચઢાવતાં પહેલાં આ ડરની લાગણી જન્મી હતી, એવું મને લાગ્યું. અમારા આ ગાંડા શોખને છોડી દેવડાવવા અને

દરિયાનો ખોળો ખૂંદવાના અમારા નિર્ધારને બદલવા તેમણે પ્રયત્ન કરી જોયો. લગભગ મૃતઃપાય દશામાં આવી પડેલા કિનારાના વહાણવટાને નામશેષ ટકાવી રાખનાર આ પારસી સજ્જનનું કહેવું હતું કે દરિયો ખેડવાના જોખમમાં પડવાની મૂર્ખાઈ અમારે નહિ કરવી જોઈએ. તેમાં પાછો આ તો ખંભાતના અખાતનો દરિયો, જેમાં ભરતીઓટનો વેગ સામાન્ય રીતે કલાકના બાવીસ માઈલનો અને પૂનમ-અમાસે તો કલાકના પચ્ચીસ માઈલનો રહે. જેમાં દિવસના મોજાં ચોવીસ ફૂટ ઊંચા અને રાતનાં મોજાં સાડત્રીસ ફૂટની ઉંચાઈ સુધી પહોંચે અને પીરમના કાતરા પાસે તો કાતરામાં પછાડ ખાતાં સાગરનાં નીર તે ઊંચાઈ પણ વટાવી જાય. આ અખાતમાં વહાણવટું ખેડવું એટલે ડગલે ને પગલે જોખમ વહોરતા જવું ને તેમાંથી છટકતા જવું, એમ જ ગણાય. મોર-ભગવાનો કિનારો છોડ્યા બાદ, સફરે ચઢેલા મોટા વહાણ માટે, જો તોફાન જાગે તો ઘોઘા સિવાય લાંગરવા માટે કોઈ જ સહીસલામત જગ્યા સારા યે અખાતમાં ન મળે અને ઘોઘા પહોંચવું પણ કાંઈ સહેલું નહિ. એક બાજુ ખંભાતની ખાડીને અને ધોલેરાની ખાડીને છૂટી પાડતી બાર-રેકસની હારમાળાથી સાચવવાનું અને તેની દક્ષિણમાંથી આગળ વધવાનું. બીજી બાજુ પર ભાવનગર તરફ આવેલા છીછરા દરિયાની તળિયે છૂપાયેલા, વહાણવટા માટે ખતરનાક રેતીના ઢગથી બચવાનું અને તે બધાથી પણ વધુ ભયંકરતો, ઓટના વળતા પાણીમાં વહાણ ખેંચાય અને તોફાની વાતાવરણમાં કે પવનની અનિયમિતતામાં કાબુ બહાર જાય તો દક્ષિણમાં પીરમના કાતરા સારા યે વહાણને હડપ કરવા જડબું ફાડી ઊભા જ હોય એટલે તેનાથી જેટલા બને તેટલા દૂર રહીને પસાર થવાનું. આ બધું જાણ્યા છતાં વહાણે ચઢવા આવેલા દસ જુવાનીઆઓની આ ટુકડી 'પરિભ્રમણ' સંસ્થા તરફથી ખંભાતના અખાતના જૂના દરિયાઈ માર્ગની અને પીરમબેટની માહિતી એકઠી કરવા નીકળેલા, એ સંસ્થાના ચુનંદા સભ્યોની એ ટુકડી હતી, ને કેખશરૂ શેઠને ક્યાં ખબર હતી? શેઠને ક્યાં ખબર હતી કે વહાણે ચઢવા આવેલા આ વાણીયા—બામણના છોકરાઓ, મધ્યકાલિન યુગમાં આરબ અને કોળી

ચાંચિયાઓને જડમૂળથી નાબૂદ કરી, વહાણે ચઢતા પોતાના પૂર્વજોને અભયદાન આપનાર અને વહાણવટાને સલામતીભર્યું બનાવનાર, એ મોખડાજી ગોહેલના પાળિયા પર, પોતાના પૂર્વજો વતી ભાવભીની અંજલિ અર્પવા પીરમબેટ પર જઈ રહ્યા હતા.

પરદેશી હકુમતના સમય દરમિયાન છવાયેલા અંધારમાં તો આપણે આપણું નૂર ગુમાવી બેઠા હતા પણ તે પહેલાંના યુગમાં ગુજરાતનો યુવાન સાગરખેડુ સાહસવીર ગણાતો, ગુજરાતનો વણીક યુવાન પોરબંદર, વેરાવળ, જાફરાબાદ, ઘોઘા, ભાવનગર, ખંભાત, કાવી, ભરૂચ કેસુરનના બંદરેથી ભારત દેશમાં બનેલી ચીજ વસ્તુઓ લઈને વહાણે ચઢતો. તેની સાથે દુભાષિયાનું કામ કરવા અને માલની લેવડદેવડની સલાહ સુચના આપવા નાગર યુવાન તો હોય જ અને તેથી તો સૌરાષ્ટ્રના પ્રચલિત લોકગીતમાં નાગરવાડાની ઓળખ આપતાં કવિએ ગાયું છે કે "નાનકડી નાર ને નાકે મોતી, પીયુ પરદેશ ને વાટડી જોતી.' એ ગુર્જર સાગરખેડુઓ એક બાજુ પર લક્ષદ્વિપ અને માલદ્વિપ વટાવી લંકાથી આગળ વધી જાવા સુમાત્રા સુધી અને બીજી બાજુ પર આરબદેશોના બંદરો પર પહોંચી પોતાના વહાણ હાલવતા અને પાછા વળતાં ત્યાંનો માલ ભરી લાવતા. સોળે કળાએ ખીલેલા આ વહાણવટાની સાથે સાથે ચાંચીયાગીરી પણ તેવી જ ફાલીફુલી હતી. આ ચાંચિયાગીરીને જડમૂળથી નાબૂદ કરી, વહાણવટાને અભયદાન આપનાર એ સાગરવીર મોખડાજી ગોહેલને ભલે અંધકાર યુગમાં આપણે વિસરી ગયા હોઈએ પણ હવે આઝાદી મળ્યાને બાર બાર વર્ષનાં વહાણાં વાયા પછી ગુજરાતના સાહસ-વીરોએ સ્થાપેલી "પરિભ્રમણ" સંસ્થા, એ નરવીરને કઈ રીતે ભૂલી શકે? એંજિન ખેડેલા સાગરમાં આમતેમ રખડી રવડી છેવટે પીરમબેટ પર પહોંચી, એ શૌર્ય ગાથાને ફરી છતી કરવાની નેમથી આ ટોળી સુરતથી મોટર માર્ગે મોર-ભગવા આવી પહોંચી હતી. એટલે કેખુશરૂ શેઠની શીખામણ શિરે-માન્ય કરીને કે ખંભાતના અખાતના તોફાની સાગરથી ડરીને પાછા ફરવાનો કોઈ સવાલ જ અમારે માટે ઉભો થતો નહોતો.

## પ્રકરણ બીજું

" Love,
His ship.
And early summer gales
flotsom of his hope:
An island on a slender ripple,
An Island
Rocking his return. "

હોળીના દિવસો હતા અને ચાર પાંચ દિવસની રજા એક સાથે આવી જતી હતી. રજાના લગભગ પંદર દિવસ પહેલાં 'પરિભ્રમણ' સંસ્થાએ ગુજરાતભરમાં જાહેરાત કરી હતી કે ખંભાતના અખાતનો સાગર ખેડવા અને પીરમના કાતરા ખુંદવા જે જુવાનો આવવા માંગતા હોય તેમણે સંસ્થાનો સંપર્ક સાધવો, સારાયે ગુજરાત ભરમાંથી ફક્ત દસ જુવાનો મહોલ્લા કે પોળના નાકે બેસી ગામગપાટા મારવાનું છોડી, હોળીના દિવસોને છાજે તેવો મર્દાની ખેલ ખેલવા બહાર આવ્યા. આ બધા કામધંધા વગરના યુવાનો હતા તેવું તો હતું નહીં. અરવિંદ બી. કોમ.નો વિદ્યાર્થી હતો, ચાવડા બી.એ.ની પરીક્ષામાં બેસવાના હતા, નિરંજનને કાયદાની પરીક્ષા આપવાની હતી અને મહેન્દ્રને એસ. એસ.સી.ની તૈયારી કરવાની હતી. જનક સ્નાનાગારના કર્મચારી હતા અને જે. સી. પટેલ યુનિવર્સિટીના કર્મચારી હતા, રામુ અને કાંતિને તેમના વેપારધંધા છોડીને આવવાનું હતું અને ઝીણાકાકાને કારખાનામાંથી રજા લેવાની હતી.

તા. ૧લી માર્ચની સવારે અમારો સાત જણાનો કાફલો સુરત સ્ટેશન પર ઊતર્યો, કાંતિ અને ઝીણાકાકા સુરતથી જોડાવાના હતા અને પ્રવાસ અંગેની પૂર્વ તૈયારીમાં કાંતિને મદદ કરવા મહેન્દ્ર અગાઉથી જ સુરત આવી ગયો હતો. સુરતથી છેલ્લી છેલ્લી નાનીમોટી ખરીદી કરી સવારના જ અમે મોટર મારફતે મોરભગવા આવી પહોંચ્યા. મોરભગવા સુરત જિલ્લાના ઓલપાડ તાલુકામાં, દરિયા કિનારે આવેલું નાનું સરખું ગામ છે.

જોવા જઈએ તો થોડા ઘણા માછીમારોના તથા ખલાસીઓના ઘર સિવાય ગામમાં બીજું કાંઈ નથી, છતાં બીજી રીતે એ સ્થાન ઘણું મહત્વનું ગણી શકાય. ખંભાતના અખાતનો ગુજરાતનો કાંઠો સાબરના મુખથી તાપીના મુખ સુધી ગણાય, લંબાઈ પૂરા ૮૦ માઈલની થાય, પણ ખંભાતના અખાતમાંથી પસાર થતા વહાણને જો થોભવું હોય તો મોરભગવાના કિનારા સિવાય બીજું કોઈ સ્થાન ન મળે. ઘોઘા કે ભાવનગરથી મુંબઈ તરફ જવા નીકળેલ વહાણને માટે કે ખંભાત કાવી યા ભરૂચથી નીકળેલા વહાણને થોભવા માટે આ એક જ સ્થાન છે. પવનની અનિયમિતતાને કારણે કે ભરતીઓટના સમયની ગણતરીમાં શરતચુક થવાને કારણે, વહાણ જો મોરભગવાના બારામાં ન જઈ શકે તો તેને ઘોઘા બંદર પર જ, લાંગરવા માટે પાછા ફરવું પડે.

આમ ખંભાતના અખાતમાં વહાણ ફેરવનારાઓ માટે તો ગુજરાતના કિનારા પર આજ એક આશ્રય સ્થાન છે. ખંભાતના અખાતમાં, ગુજરાતના કિનારા પર સુરત, ભરૂચ અને કાવી બંદર ખરાં પણ તે ત્રણે અનુક્રમે તાપી, નર્મદા અને મહીસાગર નદીઓના મુખમાં, અંદરથી આવેલાંછે. દરિયા પર તો છેક ટોચ પર આવેલું ખંભાત અને આ મોરભગવા બે જ બંદરો. એટલે મોરભગવા ગામનું સાગર ખેડુઓ માટે બહુ મહત્વ છે. સાબરના મુખથી તે ગોપનાથ સુધીના ખંભાતના અખાતના સૌરાષ્ટ્રના ૭૦ માઈલના સાગર કિનારા પર બંદરો ફક્ત બે જ ભાવનગર અને ઘોઘા, અને તેમાં પણ દરિયામાં તોફાન જાગે ત્યારે તો અખાતમાં ફરતા બધા જ વહાણોને ઘોઘાના બારામાં આશ્રય લેવો પડે. અને તેમ કરવામાં બેદરકારી બતાવાય તો ઉત્તરની બોર-રોકસની હારમાળ અને દક્ષીણ બાજુના પીરમના કાતરા વહાણનો ભાંગીને ભુક્કો જ બોલાવી દે. આ પીરમના કાતરા વિષે સાંભળ્યું તો ખૂબ જ હતું. એ કાતરાની ભોગ બનેલી સ્ટીમર એસ. એસ. જહાંગીર વિષે પણ વાંચ્યું હતું, પણ એ ગોઝારા કાતરાની ભયાનકતાનો તાદૃશ્ય ખ્યાલ તો આ પ્રવાસમાં જ અમને આવ્યો. 'મોરભગવાથી અમારૂં વહાણ જ્યારે છૂટ્યું ત્યારે જ જરા દૂર દક્ષિણમાં બીજું

એક વહાણ અમારી સાથે સમાંતર દરિયો કાપી રહ્યું હતું તે વહાણના ટંડેલની કાંઈક ધારતચૂક થતાં, પીરમના કાતરાના ઉત્તર ભાગ તરફ તે વહાણને લાવી શકાયું નહીં અને પીરમની દક્ષિણ બાજુ થઈને ઘોઘા તરફ આવવા તે વહાણના ટંડેલે પ્રયત્ન કર્યો. આ પ્રયત્નમાં પીરમના દક્ષિણ તરફના કાતરામાં વહાણ ભેરવાયું અને વર્ષો પહેલાં ડૂબેલી એસ. એસ. જહાંગીરના કૂવા સ્તંભ સાથે અથડાતાં તેમાં ગાબડું પડ્યું. વહાણના ખલાસીઓએ, સાથે બાંધેલી નાની હોડીમાં ઝંપલાવ્યું અને પીરમના કાતરા વચ્ચે થઈ બેટ પર આવવા માટે પ્રયત્ન કર્યો. તે હોડી કાતરામાં અથડાતાં તેમને થયું કે તેમાં પણ ગાબડું પડ્યું એટલે દરિયામાં ઝંપલાવી, તરતા તરતા તેઓ બેટ ઉપર પહોંચ્યા અને સારી રાત બેટ પર કાઢી. બીજે દિવસે સવારે પોતાના વહાણના સ્થાન પર જઈને જુએ તો સારૂંયે વહાણ ભાંગીને ભુક્કો થઈ ગયું હતું અને તેના પાટીયાં કે તેમાં ભરેલા માલનું નામ નિશાન કોઈ જગ્યાએ રહ્યું નહોતું. ફક્ત તેમની નાની હોડી ત્યાં કાતરામાં હજી થોડી ઘણી સારી સ્થિતિમાં પડી રહી હતી. તે હોડીને સહીસલામત સ્થાને ખેંચી લાવી, ગાબડાં પડ્યાં હતાં ત્યાં થીંગડા મારી ત્રીજે દિવસે તેઓ ઘોઘા પહોંચ્યા. તેઓ ઘોઘા આવ્યા ત્યારે અમારો મુકામ પણ ત્યાં જ હતો. તેમના વહાણની હોનારતની કથની તેમને જ મોંઢે સાંભળી, તે કથનીનો ચીતાર જ્યારે અમે પીરમબેટ પર પહોંચ્યા ત્યારે ભાંગેલા વહાણના અવશેષરૂપ દક્ષીણ તરફના ખડકોમાં ભરતીમાં પાછા ખેંચાઈ આવેલા અને વેર વિખેર પડેલાં બેચાર પાટિયાં ને થોડો માલ જોયાં, ત્યારે વધુ તાદૃશ્ય થયો.'

મોરભગવા ગામમાં કેખશરૂ શેઠને ત્યાં આરામ કરવા રોકાયા અને આખું ગામ આ નવા સાગરખેડુઓને જોવા ભેગું થયું. તેમને મન અમે કોઈ વિચિત્ર વ્યક્તિઓ હતા, કાંઈ કામધંધો હતો નહીં, છતાં ભયંકર ગણાતા એવા પીરમબેટ પર ફરવા જવા અમે આવ્યા હતા, તે જાણી તેમને બહુ જ નવાઈ લાગતી હતી. તેમાં વળી અમારા પોષાક પણ ચિત્રવિચિત્ર હતા અને અમારો સામાન પણ તેટલો જ નવાઈ પમાડે તેવો હતો.

દરિયા વચ્ચે અકસ્માતમાં કદાચ ઉપયોગી થઈ પડે તે દ્રષ્ટિએ સાથે એક રબરની હોડી અને આઠદસ લાઈફ જેકેટ્સ તથા લાઈફબેલ્ટ રાખ્યા હતા. દરેકનો પોતાનો એક એક બિસ્તો હતો અને તે ઉપરાંત ચારપાંચ દિવસના ભોજન માટે પૂરતા પ્રમાણમાં સામગ્રી તથા રાંધવા માટેનાં વાસણો અને થોડી ઘણી દવાદારૂની જોગવાઈ પણ સાથે રાખી હતી. બપોરના મોટા જુવાળમાં વહાણ તરતું થાય ત્યારે અમારું વહાણ ઉપડવાનું હતું, પણ જુવાળનાં પાણી ચડવા માંડે તે પહેલાં અમારે અમારા આ બધા સામાન સાથે વહાણ પર પહોંચી જવાનું હતું. પહેલાં તો અમને એમ હતું કે, ગામ પાસે જ ક્યાંક વહાણ લાંગર્યું હશે એટલે આરામથી ત્યાં પહોંચી જઈશું, પણ કાંઠે આવી જોયું ત્યારે ખબર પડી કે વહાણ પર પહોંચવા માટે તો લગભગ દોઢ માઈલનો રેતીવાળો અને કાદવવાળો માર્ગ ખુંદવાનો હતો. ગામથી ઘણે દૂર વહાણ લાંગરીને ઊભું હતું. એક જ ફેરામાં બધો સામાન ઉંચકીને વહાણ પર પહોંચી શકાય તેવું હતું નહીં. બે ફેરા કે ત્રણ ફેરા કરવા જેટલો સમય નહોતો અને આ દોઢ માઈલની ખાંજણમાં બેત્રણ આંટાફેરા મારી પગની તાકાત માપવાની તૈયારી પણ નહોતી, એટલે ગામમાંથી તેરચૌદ મજૂર કરી, એ ચૌદ મજૂરો, અમે દસ અને ચાર ખલાસી એમ મળી અમારો અઠાવીસ જણાનો કાફલો વહાણ પર પહોંચવા, ગામ છોડી ઉપડ્યો. શરૂઆતમાં તો રેતીમાં ચાલવાનું હતું એટલે બહુ વાંધો ન આવ્યો પણ કાદવનો વિસ્તાર શરૂ થયો ત્યારે અમારા જેવા જેવા હાલ થયા. અમે બધાએ પણ થોડો થોડો સામાન ઉપાડ્યો હતો અને અમારા બધાના હાથ એ સામાન ઉંચકવામાં રોકાયેલા હતા. કાદવવાળા વિસ્તારમાં ચાલવામાં અમારા મન દ્વીધામાં પડી ગયા. કાદવમાં ખૂંપેલા પગને ઉંચકીને આગળ મૂકવાનો અને પછી ફરીથી બીજા પગને પણ એ રીતે જ કાદવમાંથી ખેંચી આગળ મુકવાનો, તે માટે જોર તો કરવું જ પડે પણ કાદવ ચીકણો એટલે સમતોલપણું સાચવવું પડે. ડગલેને પગલે હાથમાં ઉંચકેલો સામાન કાદવથી ખરડાવાની બીક લાગે, પડી જવાની બીક લાગે તો સામાન ફેંકી હાથ ટેકવવાનું મન થાય,

સમતોલપણું ગુમાવીએ અને લપસી પડીએ તો સામાન તથા કપડાં બધું જ બગડે. દોરડાં પર ખેલ કરતા સરકસના ખેલાડીની જેમ અમારે આગળ વધવાનું હતું, તેમાં વળી અમે જેમની પાસે સામાન ઉંચકાવ્યો હતો તે બધી, ગામની સ્ત્રીઓ હતી. લૂગડાંનો કછોટો વાળેલો અને પગ ઉઘાડા તથા તેમની તો રોજની ટેવ એટલે માથા પર સામાન ઉંચકી, ચાલતા કે દોડતા બેમાંથી શું ગણવું તે ન સમજાય, તેમ ધમધમાટ કરતી, તે બધી આગળ વધતી જતી હતી અને અમને કાદવમાં ગબડતા તથા કાદવે ખરડાતા જોઈ અમારી મજાક ઉડાવતી જતી હતી. આમ છતાં છેવટે અમે વહાણ સુધી પહોંચ્યા. વચમાં ફક્ત વારાફરતી લગભગ બધા જ એકાદ બે વાર લપસ્યા, કેટલાકનાં કપડાં પણ કાદવથી રંગાયા, અને કેટલોક સામાન પણ થોડો ઘણો ખરડાયો. જ્યાં વહાણ લાંગરેલું પડ્યું હતું ત્યાં તો રેતી હતી એટલે સૌથી પ્રથમ વહાણ પાસે પહોંચી, આસપાસ ભરાયેલા ખાબોચીયામાં બધે કાદવ સાફ કર્યો અને પછી વહાણના તૂતક પર ચઢી, દૂરદૂર ઘુઘવતા સાગરરાજના દર્શન કરતા અને જુવાળની પ્રતિક્ષા કરતા અમે વાતે વળગ્યા. સાગરની સફર કરવાનો આ પ્રસંગ મળતાં બધાના દિલમાં આનંદ તો હતો જ સાથે સાથે આવા સાગર પ્રવાસમાં જે કાંઈ મુશ્કેલીઓ આવે તે અનુભવવાની આતુરતા પણ હતી. સૂરજ આકાશમાં સારી પેઠ ઊંચે ચઢયો હતો, ગપાટા હાંકતા પણ કંટાળો ચઢયો હતો, અમારામાંના કેટલાક નીચે ઉતરી પાસે ભરાયેલા ખાબોચીયામાં પાણી સાથે તોફાને ચડયા. તેવામાં ધીમે ધીમે સમીરની લહેરીઓ શરૂ થઈ અને દુર દુરથી સાગરરાજના આગમનના ઘેરા ગર્જન સંભળાયા.ઓટ સમયે સાગરના તોફાની નીર પાછાં વળ્યાં બાદ, કિનારા પર આમ તેમ ભરાયેલાં નાનાં મોટાં ખાબોચિયામાં છબછબિયાં કરવા કરતાં મારું મન આવતી ભરતીના ઉછળતા તરંગોની સાથે મસ્તી કરવાનું વધારે પસંદ કરતું અને તેથી જ રેતીમાં ખૂંપેલા વહાણની પાસે ભરાયેલાં ખાબોચીયામાં છબછબિયાં કરવામાં ન ભળતાં, હું વહાણમાંથી ઊતરી દૂર દૂર દોડી ગયો અને આગળ વધી રહેલી ભરતીના તરંગો સાથે રમતે ચઢયો.

# પ્રકરણ ત્રીજું

'Stretched out and looking towards the
Southern seas
I see the waters roll and stretch boundlessly,
fatally,
in the mornings and in the afternoon.'

મારે સાગરમાં સ્નાન તો કરવું હતું નહીં, એટલે જેમ જેમ સાગરનાં નીર આગળ વધતાં ગયાં તેમ તેમ હું પાછળ હઠતો ગયો અને જોત જોતામાં તો અમારા વહાણની આસપાસ સાગરનાં નીર ફરી વળ્યાં. અમે બધા વહાણ પર ચઢી ગયા અને થોડીવારમાં અમારૂં વહાણ તરતું થઈ ગયું. વહાણ તરતું થતાં જ અમારી સાથેના ખલાસીઓએ શઢ છોડયા અને પવન ભરાતાં વહાણ સડસડાટ કરતું આગળ વધ્યું. આમ તો ખંભાતના અખાતની સૌથી વધુ પહોળાઈ ગોપનાથ અને તાપીના મુખ વચ્ચે ત્રીસ માઈલની છે અને મોરભગવા તેમ જ ઘોઘા વચ્ચે તો તેથી પણ ઓછું અંતર છે, પણ એક તો ભરતી–ઓટનો વેગ તથા પવનની ગતિ, બેનો લાભ લઈને જ અમારે આગળ વધવાનું હતું અને બીજું સીધા પશ્ચિમ તરફ હંકારી જવામાં પીરમના કાતરામાં ફસાઈ જવાની શક્યતા હતી એટલે મોટો ચકાવો લઈને ઉત્તર તરફથી ફરીને અમારે ઘોઘા પહોંચવાનું હતું. વહાણ ઉપડયું ત્યારે તો બધા ખુશ મિજાજમાં હતા પણ જેમ જેમ વહાણ કિનારાથી દૂર જતું ગયું અને ભરતીનો વેગ વધતો ગયો તેમ તેમ અમારા વહાણે વધુ ઝોલા લેવા માંડયા અને અમારામાંથી કેટલાકને તેની અસર જણાવા માંડી. ધીમે ધીમે ગીતોના લલકાર ઓછા થયા, બોલવાનું પણ બંધ થવા માંડયું અને વારાફરતી અવારનવાર, બધા પાછળના નૂતક નીચે ભરાવા માંડયા. કેટલાકે બિસ્રા ખોલીને લંબાવ્યું ત્યારે કેટલાકને હજી ઉપરનું નૂતક છોડવું ગમતું નહોતું. પવનના સૂસવાટા સાથે મોજાંની હારોની હારો એક સરખી રીતે આગળને આગળ ધસી આવતી દેખાતી હતી. અમારૂં વહાણ પણ તેમાં ઝોલા ખાતું પૂરવેગમાં ઉત્તર તરફ આગળ વધી રહ્યું હતું. એવું ધાર્યું હતું કે કિનારો છોડયા

બાદ દરિયાની વચમાં આવતાં, સાગરનાં ભૂરાં પાણીના દર્શન થશે પણ અમારી એ આશા નિરાશામાં પરિણમી. 'ભર દરિયે પણ અહીં સાગરનાં નીર આટલાં બધાં ડહોળાં શા માટે હશે?' એ વિચારે મને મારી નોંધપોથી ખોલવા પ્રેર્યો. પ્રવાસે નીકળતાં પહેલાં ખંભાતના અખાત વિષે થોડી માહિતી ભેગી કરી રાખી હતી, તે નોંધમાંથી આ ડહોળાં પાણીનું કારણ મને મળી આવ્યું. આમ તો ખંભાતના અખાતની ઊંડાઈ ઓટ વખતે પણ સરેરાશ સાંઠ(૬૦) ફૂટની હોય છે અને સારાયે અખાતનો વિસ્તાર પણ ૨૪૧૦ ચોરસ માઈલનો છે, એટલે કાંઈ નાનોસુનો વિસ્તાર ન જ ગણાય, વળી તેમાં, સૌરાષ્ટ્રમાંથી ભાદર, અને શેત્રુંજી અને ગુજરાતમાંથી સાબર, મહી, નર્મદા ઢાઢર, કીમ, તાપી અને પૂર્ણા એમ મળી નવ નદી, લગભગ ૮૩૦૦૦ ચોરસ માઈલના વિસ્તારનું પાણી આ અખાતમાં ઠાલવે છે. ગણતરી મુજબ આ પાણી એટલું ઠલવાય છે કે જો તેનો સંગ્રહ કરવામાં આવે તો ખાસું ૮૩૦ ચોરસ માઈલનું ૧૦૦ ફૂટ ઊંડું સરોવર બને. એટલે, ઓછા પાણીના પરિણામે કે છીછરા પાણીને લીધે પાણી ડહોળાં દેખાય છે તેવું તો કહી શકાય એમ હતું નહીં. હકીકત તો એ હતી અને છે કે, આ મુખ્ય નવ નદીઓ સારા પ્રમાણમાં પાણી તો આ અખાતમાં ઠાલવે જ છે, પણ સાથે સાથે દર વર્ષે આ નદીઓ કાદવ પણ સારા પ્રમાણમાં ઠાલવે છે. દર વર્ષે આ અખાતમાં કેટલો કાદવ ઠલવાય છે તેનો ખ્યાલ આ સાથેના અંદાજ ઉપરથી આવી શકશે. નદીઓ દર વર્ષે જે કાદવ લાવીને આ અખાતમાં ઠાલવે છે તેને જો ભેગો કરવામાં આવે તો ૩૬ ચોરસ માઈલ વિસ્તારનો ૧૦ ફૂટ ઊંચો એક ટાપુ બને. વળી તેની સાથે અખાતમાં ભરતી ઓટનો અતિશય વેગ, કે જે સામાન્ય રીતે કલાકના વીસ માઈલ અને પૂનમ-અમાસના દિવસોમાં લગભગ પચ્ચીસ માઈલ સુધી પહોંચે છે, તેને પરિણામે ગંગા-બ્રહ્મપુત્રાના મુખ પાસે, જેવા તે નદીએ ઘસડી આણેલા કાદવના ત્રિકોણ પ્રદેશ "Delta" બન્યા છે, તેવા ત્રિકોણ પ્રદેશ આ અખાતને મળતી કોઈ નદીમાં બનવા પામ્યા નથી, એટલું જ નહીં પણ આ અખાતમાં નદીઓએ ઠાલવેલો

કાદવ છેક માલદ્વિપ સુધી ફેંકાય છે. આ હકીકતને કારણે અખાતમાં સાગરનો નીલ રંગ જેવાનો તો મળતો જ નથી, પણ ઈ.સ. પૂર્વે ૨૦૦ના સૈકામાં આર્યશૂરે લખેલ 'જાતકમાલા'માં કુસુમાલી સમુદ્રના નીરનું જે વર્ણન કર્યું છે તે વર્ણનને સાર્થક કરે તેવાં જ, આ નીર લાગે છે. 'સુપારગજાનક'માં, 'બર્મા જઈ પાછા ફરતા ભરૂચના વણિકો આ, 'પાકાકુશના પાનના રંગ જેવા કુસુમાલી સાગર'માં નીરના અસહ્ય વેગ તથા પવનની ગતિને કારણે વહાણ પરનો કાબુ ગુમાવે છે અને તેમનું વહાણ 'બડવામુખ' તરફ ઘસડાય છે, તેમાંથી બચી વધુ આગળ નીલમાલી સાગરમાં પહોંચી જાય છે, જ્યાંથી પાછી તેમ જ પવનની દિશા બદલાતાં રાતના જ ભરૂચ આવી પહોંચે છે, એવું વર્ણન આર્યશૂરે કર્યું છે. આ વર્ણન ધ્યાનમાં લેતાં અમે કુસુમાલી સાગરમાં વિચરી રહ્યા હતા એવું મને લાગ્યું. અત્યારે તો આર્યશૂરે વર્ણવેલ

*अथ मुदितजनप्रहासनादा पवितताण्डुरशीतचारुपक्षा ।*
*सलिलनिधिगता रराजसा नैर्गतजलादे नभसीव राजहंसी ॥*

અંદર બેઠેલા માણસોના ખુશખુશાલ હાસ્યવાળી, સુંદર, પ્રસારિત પાંખ જેવા સઢવાળી, મેઘરહિત આકાશમાં ઊડતી રાજહંસી જેવી અમારી નાવ દેખાતી હતી. અને અમે નર્મદાના મુખ તરફ આગળ વધી રહ્યા હતા. સાંજ પડતાં દૂર દૂર ઉત્તરપશ્ચિમ તરફ બોર-શેકસ પરની દીવાદાંડી ઝબકતી દેખાવા માંડી, બીજી બાજુ દક્ષિણ—પશ્ચિમ તરફ પીરમની દીવાદાંડી ઝબકવા માંડી, દક્ષીણ-પૂર્વમાં ભગવાની દાંડીનો પ્રકાશ દેખાતો હતો અને આ બધી દીવાદાંડીના દૂર દૂરથી ઝબકતા પ્રકાશ સાથે ઉત્તર-પૂર્વના કિનારા પર દૂર દૂર અનેક દીવાઓ એક સામટા ઝળહળી રહ્યા હતા. એ ઝળહળાટ, નવોદિત ગુજરાત રાજ્યના ઉજ્વળ ભાવિની એંધાણી સમી અંકલેશ્વરના તેલક્ષેત્રની દીપમાળાઓનો ઝળહળાટ હતો. ચારે બાજુ ઝબકારા મારતા એ સીમાચિહ્નોને આધારે અમારે હવે આગળ વધવાનું હતું.

થોડા સમય માટે સમુદ્ર બીલકુલ શાંત થઈ ગયો હોય તેવું લાગ્યું. અમારા વહાણની ગતિ પણ મંદ બની. અમે નર્મદાના મુખથી પણ સહેજ વધુ આગળ ઉત્તર તરફ નીકળી ગયા હતા. અંધારું થતાં ઓટ શરૂ થયો અને તેની સાથે જ, મહીસાગર દેવનો જયઘોષ ગજાવી અમારા ટંડેલે વહાણનું સુકાન ફેરવ્યું. જોત જોતામાં સાગરે પણ પોતાનું સ્વરૂપ બદલ્યું. એક બાજુ પર સાગરના ધસમસતાં નીર અતિવેગે પાછાં વળી રહ્યાં હતાં, ત્યારે બીજી બાજુ પર દક્ષિણ બાજુનો વાયરો હજી ચાલુ જ હતો. સાગરનાં નીર અને વાયુ વચ્ચે દ્વન્દ્વ જામ્યું અને સાગર રાજ તોફાને ચઢયો, આર્યશૂરે દોરેલું ચિત્ર મારી નજર સમક્ષ ખડું થયું.

विभिद्यमानोविकीर्ण केनश्चण्डानिलास्फालनभीमनादः।
नै स्यनिर्मुक्तसमर्गतोय : क्षणेन रौद्रः समभूत्समुद्रः॥

તરંગોના પછડાટથી ચારેકોર ઉભરાતાં ફીણવાળાં, પ્રચંડ વાયુના ઘર્ષણથી ભયંકર નાદ ગજવતા, બીલકુલ મુકત, જળરાશીથી ભરપૂર સમુદ્ર જોતજોતામાં વિકરાળ બની ગયો. અમારે દક્ષીણ-પશ્ચિમ તરફ જવાનું હતું એટલે વહાણે, એક પછી એક મોજાંની હારમાળાઓ ભેદવાની હતી. હારમાળા ભેદતી વખતે વહાણની બન્ને બાજુ પર મોજાં પછડાતાં અને સારાયે વહાણને બન્ને બાજુ ઝોલા ખવડાવતા. વહાણ પર છૂટી પડેલી કોઈ પણ વસ્તુ હવે સહીસલામત નહોતી. તુતક પર ઊભા રહેવું કે બેસવું પણ શકય નહોતું. વહાણ પર ટકી રહેવું હોય તો દોરડાં પર કે વહાણ પર જડેલા કોઈક લાકડાના ટુકડા પર હાથની મજબૂત પકડ રાખવી પડે. આવી પરિસ્થિતિમાં અમારું રાતનું ભોજન તૈયાર થતાં જલદી ભોજન પતાવવા અમારી સાથેના વયોવૃદ્ધ ખલાસી, જેને અમે અમારું રાંધવાનું સોંપ્યું હતું, તેણે બૂમ પાડી. અમારામાંના કેટલાક પર તો દરીયાની સફરની અસર થઈ હતી એટલે તેઓએ તો તૂતક નીચે સૂઈ રહેવામાં જ ડહાપણ માન્યું અને બહાર આવ્યા જ નહીં. કદાચ જો

તેમણે ભોજન લીધું હોત તો થોડા જ વખતમાં તેવું ને તેવું પાછું બહાર આવત. અમારામાંના કેટલાકને તો કકડીને ભૂખ લાગી હતી એટલે તેઓ તો થાળી લઈને બહાર પડયા. ભોજનમાં ખીચડી અને રસાદાર શાક હતાં. થાળીમાં બધું ભેગું લીધું તો ખરૂં પણ કયાં બેસીને ખાવું અને કેવી રીતે ખાવું, તે પ્રશ્ન ઊભો થયો. વહાણ બન્ને બાજુ પર એવું ઝોલા ખાય કે હાથમાં લીધેલો કોળીઓ મ્હોં સુધી પહોંચી શકશે કે કેમ તેની શંકા રહે. એક હાથે ખોરાક લેવાનો, બીજા હાથે આપણી જાતને એક બાજુથી બીજી બાજુ સરી જતી બચાવવાની. બન્ને હાથ તો રોકાઈ જાય તો પછી થાળીને સાચવવા શું કરવું? તેની મૂંઝવણ શરૂ થઈ. છેવટે, પાછળ કાંઈક ટેકો રહે અને એક હાથથી કાંઈક ઝાલી શકાય તેવી જગ્યાએ નીચે બેસી, બંને પગને ઘૂંટણમાંથી વાળી ઊંચા કરી, બે અંગ અને પેટ વચ્ચે થાળીને પકડીને, અમે અમારૂં ભોજન ચાલુ કર્યું. અમારૂં ભોજન પત્યું ત્યાં સુધી, 'આવી પરિસ્થિતિમાં શી રીતે ભોજન લઈ શકાય?' તેના અવનવા પ્રયોગો કરવાના સહુએ ચાલુ રાખ્યા. ફકત વહાણ સાથે જડેલી જે કોઈ વસ્તુ પોતે એક હાથથી પકડી રાખી હતી તે છોડીને કોઈએ પ્રયોગ કરવાની હિંમત નહોતી બતાવી તે સારૂં હતું, નહીં તો એવો કોઈ પ્રયોગ ભારે પડી જાય તેમ હતો. ભોજન પતાવી બધા પોત પોતાની મરજી મુજબ વ્યવસાયમાં પડયા.

હોળીનો આગલો દિવસ હતો એટલે 'ચૌદશનો ચાંદ' આકાશમાં ખીલ્યો હતો, અને તેની ચાંદનીએ મારા મન પર એવી અસર જમાવી હતી કે ઉંઘ મારી પાસે આવવાની હિંમત જ કરી શકે એમ હતી નહીં. વિવિધ રંગોની પિચકારીઓ ભરી હોળૈયાઓ તો ફાગ ખેલવાના હશે ત્યારે ખેલશે, પણ હું તો સાતે રંગોના મિશ્રણથી બનેલ અને ચાંદનીએ છૂટે હાથે ચારેકોર ઉરાડેલ ધવલ રંગે રંગાયેલ, સાગરતરંગોના ઉછળતાં શુભ્ર, શીતળ શીકરોથી ફાગ ખેલવા, આગલા 'તૂતક' પર જઈ, હાથની મજબૂત પકડ જમાવી, ધવલ રંગે રંગાતો અને ઉપરથી વરસતી શીતળ ચંદ્રિકા અને ચારેકોર ઉછળતા શીતળ જલફોરાંમાં સ્નાન

કરતો ઊભો રહ્યો. એવી કયાં કમનસિબી કે આ સ્થાન છોડી બીજે ક્યાંય હટવાનું પણ મન થાય? પાછળ કુવા-સ્તંભને અઢેલી બેઠેલ મહેન્દ્ર મસ્તીમાં લલકારી રહ્યો હતો, "જાગે દરિયા પાર પરીઓના દેશમાં, સહુથી પહેલી દોસ્ત મારી હોડી." કાંનિઓ સાથે લીધેલ રેડીઓ પર સમાચાર પકડવા રામુ મથામણ કરતો હતો ત્યાં રેડીઓ પર "ચૌદવીકા ચાંદ હો'નું ગીત ગાજી ઉઠયું. રામુના સમાચાર બાજુ પર રહ્યા અને પાછળ તૂતક નીચે ભરાયેલા બધા રેડીઓની આસપાસ ટોળેવળી બેઠા.

વહાણનો ટંડેલ મહીસાગર-દેવ અને પીરમદેવના નામનું રટણ કરતો જતો હતો અને ડોલમડોલ થતી હોડીને ખૂબ કાળજીભરી રીતે આગળ વધારતો જતો હતો. આ મહીસાગર દેવ અને પીરમદેવ માટે, ભયમાંથી જન્મેલી ભક્તિના કારણ જેવી, મહીસાગરમાં ભરની સમયે થતા ઘોડાની ભયાનકતા તો મેં જોઈ હતી. પીરમના કાતરાની ભયાનકતા હજી જોવાની બાકી હતી. આ દેવોનાં નામ સુરત બંદર પર બહુવાર સાંભળવા મળેલા. સુરતથી જે કોઈ વહાણ સફરે ઉપડે તે, દરિયામાં મહીસાગર દેવ અને પીરમદેવના નામના નાળિયેર પધરાવીને પછી જ લંગર ઉપાડે. તે દિવસોથી જ આ બંને દેવોની મુલાકાત કરવાની ગાંઠ મનમાં વાળી રાખી હતી. મહીસાગરની ભયંકરતા નીહાળવાનો મોકો, ખંભાતમાં એક શિબિર ચલાવતી વેળા મળ્યો. તે વખતે અમે ખંભાતથી કાવી આવ્યા હતા. ગુજરાતમાં ૩૨૦ માઈલનું અંતર કાપી, મહીસાર નદી ખંભાતના અખાતને મળે છે. ઉપરવાસમાં તો આ નદી સામાન્ય રીતે શાંત દેખાય છે, તે બાજુ ફક્ત નદીનો પટ ખૂબ પહોળો છે અને કિનારા ખૂબ ઊંચા છે એટલું જ. મહીના ઉપરવાસના કોતરોનો તો એક મોટો ઈતિહાસ છે, પણ એ વાત અહીં બાજુ પર મુકીએ. દરિયા તરફ આગળ વધતાં મુખથી ઉપરવાસ ૩૦ માઈલ દૂર દહેવાણ પાસે તેનો પટ લગભગ પાંચ માઈલ પહોળો બનેલો છે એટલે તેને મહીનદી કહેવાને બદલે મહીસાગર જ કહેવાનુ લોકોએ યોગ્ય માનેલુ છે. આ મહીસાગરમાં જુવાળ સમયે થતો ઘોડો મારે નદીની વચમાં જઈને જોવો હતો. કાવી બંદર

પરથી કોઈ ટંડેલ પોતાનું વહાણ છોડવા તૈયાર ન થાય. જુવાળ આવતો હોય તે સમયે નદીની મધ્યમાં રહેવું એટલે મોતને ભેટવા જ જવું, એમ તેઓ માનતા. આમ છતાં એક નાના મછવાનો ટંડેલ છેવટે તૈયાર થયો અને અમે જુવાળનો સમય થાય તે પહેલાં નદીની વચ્ચે જઈને વહાણ લાંગર્યું. થોડા સમય બાદ દૂરથી ઘૂઘવાટા સંભળાવા માંડયા, પવન પણ જોરથી ફૂંકાવા માંડયો અને મધ્યકાલિન યુગના કોઈ સમ્રાટનું અશ્વદળ ધમધમાટ કરતું આગળ ધસી રહ્યું હોય તેવા ઘેરા નાદ દૂર દૂરથી કાને અથડાવા માંડયા. પશ્ચિમ બાજુ જોતાં આઠ દસ ફૂટ ઉંચી, મહીસાગરના સારાયે પટને આવરી લેતી, પાણીની તોતીંગ દીવાલ ભયંકર ઘૂઘવાટા સાથે આગળ ધસી રહી હતી. કોની તાકાત કે જુવાળમાં થતા આ ઘોડા સમયે કોઈ પોતાની નાવ મહીસાગરમાં છોડે? પાણીની આ ધસમસતી દીવાલ માઈલો દૂરથી સ્પષ્ટ જોઈ શકાતી હતી. જેમ જેમ તે દીવાલ પાસે આવતી ગઈ તેમ તેમ ઘૂઘવાટ વધુ ઘેરો બન્યો, પવનની ગતિ જલદ બની અને એ ઘોડાની ભયંકરતાનું ભાન થતું ગયું. અમારા લાંગરેલા મછવા નજીક એ ધસમસતાં નીર આવતાં મછવાએ જોરથી ઉછાળો ખાધો, હજી મછવો પાછો નીચે પડે તે પહેલાં તો બીજો ધક્કો આવ્યો અને આમ સતત થોડા સમય સુધી મછવાને ઝાટકા લાગ્યા જ કર્યા. મછવો જો જરા પણ આડો થાય તો એક જ ધક્કે ઊંધો થાય તેવી હાલત હતી, પણ મછવો જ્યાં સુધી પ્રવાહને સમાંતર રહે ત્યાં સુધી તો અંદર બેઠેલાઓને ફક્ત તોફાની ઘોડાની સવારીની મોજ માણવાની હતી. એટલું તો સાચું જ કે આ જુવાળના વેગમાં જે મહીસાગરમાં વહાણ લાવ લઈ જા કરી શકે તેને માટે દરિયો ખેડવો એ રમત બની રહે, અને તેથી જ કિનારાના લોકો માટે અને વહાણવટીઓ માટે મહીસાગર 'દેવ' બનીને બેઠો હતો. મહીસાગરનું નામ સાંભળતાં, મારી નજર સમક્ષ-જુવાળ વખતે મહીસાગરમાં થતા ઘોડા સમયનું એ ભવ્યદૃશ્ય ખડું થયું. ચીરમના કાતરાની પછાડ કેવી હશે તેની કલ્પના કરતો, હું આગલા તૂતક પર ઊભો હતો અને અમારૂં વહાણ ઉછળતું કૂદતું ઘોઘા ભણી આગળ વધી રહ્યું હતું.

# પ્રકરણ ચોથું

સીંધુ કેરે ઘાટે ઘાટ,
હર તરંગની થપાટ,
તુજ હૃદય તણે કપાટ
વાગે વજ્ર ભેરી એ વિરાટ કેરી સાગરે
ઘોર મધ્ય સાગરે
ઉત્સવે ઉજાગરે,
ચાલ ઘોર સાગરે ..."ટાગોર"

વહેલી સવારે જાગીને જોયું તો શાંત સાગર, ચારેકોર પથરાએલો પડયો હતો. પશ્ચિમ બાજુ થોડે દૂર ઘોઘા બંદરની એંધાણી આપતી લાલબત્તી ઝળહળી રહી હતી. 'સવાર પડયા પછી બંદરના બારામાં જવાની પરવાનગી મળશે,' એમ ટંડેલનું કહેવું હતું. વારાફરની બધા જાગ્યા અને તૂતક પર ટોળે વળ્યા, 'દક્ષિણમાં દૂર દૂર દેખાતા પીરમબેટ પર ક્યારે જઈશું, ત્યાં શું કરીશું, વગેરે હકીકતોની ચર્ચા-વિચારણા કરતા અને યોજનાઓ ઘડતા અમે બારામાં જવાની પ્રતીક્ષા કરવા લાગ્યા. પીરમબેટ પર જવા માટે ઘોઘાથી કસ્ટમ ઓફિસરની પરવાનગી લેવાની હતી. મોરભગવાથી ત્યાંના કસ્ટમ અધિકારી મી. શાહે અમને ચિઠ્ઠી લખી આપી હતી, અને તે ચિઠ્ઠીના આધારે અમારે ઘોઘાથી પરવાનગી લેવાની હતી. મોરભગવાથી નીકળતી વેળાએ એવું નક્કી થયું હતું કે જે વહાણમાં અમે ઘોઘા પહોંચવાના હતા તે જ વહાણ અમને પીરમબેટ લઈ જશે અને પીરમથી ફરી ઘોઘા આવી, પાછા મોર-ભગવા લઈ આવશે. એ વહાણ પાસે પીરમબેટ પર જવાનો પરવાનો નહોતો એટલે તે પરવાનો પણ ઘોઘાથી મેળવી લેવો તેવું ગોઠવ્યું હતું. અમે બધુ ઉત્સાહપૂર્વક બેઠા બેઠા યોજનાઓ ઘડી રહ્યા હતા, પણ તેમાં ટંડેલ બહુ સૂર પુરાવતો હતો નહીં. મોરભગવાથી

નીકળ્યા ત્યારે કેખશરૂ શેઠ પાસે જે ઉત્સાહથી તે વાત કરતો હતો તેનો અંશ-માત્ર ઉત્સાહ પણ હવે તેની વાતમાં રહ્યો નહોતો. તે વખતે તો અમને તેની વર્તણૂંકબદલાવા માટેનાં કારણોનો ખાસ ખ્યાલ ન આવ્યો, પણ જ્યારે, અમારૂં વહાણ જેવું બારામાં પેઠું કે તુરત જ એ ટંડેલ અને બધા ખલાસીઓ વહાણ છોડીને જે ગયા તે બે દિવસ સુધી પાછા ન ફર્યા, ત્યારે એ વર્તણૂકનો ભેદ સમજાયો. ફક્ત એક વયોવૃદ્ધ ખલાસી જ વહાણમાં અમારી સાથે રહ્યો અને તેનું કારણ પણ એ હતું કે એ ખલાસી સુરત બાજુનો હતો, બાકીના બધા ખલાસી ઘોઘાના હતા અને મોરભગવાથી નીકળ્યા ત્યારે શેઠની સામે તો બધું કબુલ થયા હતા પણ મનમાં તેઓએ એવું વિચારી રાખ્યું હતું કે ઘોઘા પહોંચી, હોળી અને ધૂળેટી એમ બે દિવસ તો કામે ચડવું જ નહીં, અને વહાણ પર પણ આવવું નહીં. એ લોકોએ અગાઉથી જ આવું વિચારી રાખ્યું હતું, તેની જાણ અમને પેલા વયોવૃદ્ધ ખલાસીએ કરી, અમને લાગ્યું કે, અમારી સાથે એક ભયંકર ચાલબાજી ખેલાઈ ગઈ. મોરભગવા પર જો આ વાત તેમણે કરી હોત તો શેઠ, તે વહાણ છોડવાની જ ના પાડતે, એટલે ત્યાં તો બધી વાતની હાજી હા કરી અમારે ભોગે તેઓ ઘર ભેગા થયા અને અમને બે દિવસ સુધી વહાણમાં સપડાવી રાખ્યા. મોરભગવાથી ઘોઘા સુધી આવતાં, આ ખલાસીઓની પડતીની, એમના ભાંગેલા ધંધા રોજગારની, એમની કરૂણ હાલતની ઘણીઘણી વાતો, તેમને જ મોંઢે સાંભળી હતી. "પ્રવાસ પૂરો કર્યા બાદ આ લોકો માટે કાંઈક કરવું જોઈએ એવું અમે મનમાં વિચારતા પણ થયા હતા, પણ આ દગલબાજી જોયા પછી અમને એ સારીયે કોમ માટે કાંઈ જ માન ન રહ્યું, બલકે ધૃણા ઉપજી. એમના ભાંગેલા ધંધારોજગાર માટે કે એમની કરૂણ હાલત માટે કારણો શોધવા માટે ભૂતકાળમાં ઉતરવાની કાંઈ જ જરૂર જણાઈ નહીં. વહાણવટા જેવા એક જવાબદારીભર્યા ધંધામાં કામ કરનાર આ ખલાસીઓ નજીવા મોજશોખ માટે આમ દગાબાજી કરી શકે તો તેઓ ભરદરિએ વહાણ આફતમાં મૂકાતાં, વહાણમાં ભરેલા માલની કે તેમાં બેઠેલ વ્યકિતઓની શું

સાચવણી કરવાના હતા ? તેઓ જાણતા હતા કે અમે બધા અમારો વ્યવસાય છોડી ફક્ત ચાર દિવસ માટે જ બહાર નીકળ્યા હતા. પાંચમાં દિવસે તો અમારે બધાએ કોઈપણ સંજોગોમાં અમારે કામે લાગી જવાનું હતું. આ અંગેની સ્પષ્ટ વાત શેઠે એ લોકોને કહી હતી અને તે મુજબ જ અમારા પ્રવાસનો કાર્યક્રમ ઘડાયો હતો. પાછા ફર્યા બાદ મોરભગવાથી સુરત સુધી પહોંચવાની વ્યવસ્થા કરીને પછી જ અમે મોરભગવાથી વહાણે ચડ્યા હતા. આ બધું જ તેઓ જાણતા હોવા છતાં, વહાણ બારામાં પેસતાં જ તેઓ છટકયા તે અમે પીરમથી પાછા ફર્યા ત્યાં સુધી તેમનું મોઢું જોવા ન પામ્યા. ફરીથી તેમને જોવાની કે મળવાની ઈચ્છા પણ નહોતી. વહાણના ટંડેલને પણ આ ખબર હતી અને છતાં તેણે અમને આ અંગેની જાણ ન જ કરી. બારામાં અંદર ગયા પછી, "પીરમ તરફ ક્યારે જવાનું છે?" તે અંગેની પૂછપરછ જ્યારે જ્યારે બંદર પર કે આમ તેમ તે દેખાયો ત્યારે અમે કર્યા કીધી, છતાં એક વખત પણ તેણે સાચો જવાબ ન આપ્યો અને અમને જુદા જુદા બહાના હેઠળ ઉડાવ્યા કર્યા. બંદર પર આમતેમ ફરતા બીજા માણસો પાસેથી તેમ જ ત્યાંના કસ્ટમ અધિકારી પાસેથી અમને તેટલું જાણવા તો મળ્યું કે બે દિવસ સુધી હવે અમારે ઘોઘામાં જ પડી રહેવું પડશે. પ્રવાસ અંગેની તૈયાર કરેલી અમારી સારીયે યોજના ધૂળમાં મળેલી જોઈ અમારા મનમાં કાંઈક નિરાશાતો આવી જ, પણ બધાએ મનમાં ગાંઠ વાળી હતી કે પીરમ પર એકવાર જવું તો ખરું જ. બે દિવસ ઘોઘામાં પડી રહેવાનુ થશે તો પીરમ પર રોકાઈશું નહીં, પણ એક વાર ત્યાં જઈને સારાયે બેટ પર ફરીતો આવવું જ, એવું અમે નક્કી કર્યું. બે દિવસ કેવી રીતે પસાર કરવા તે અંગેની યોજના તૈયાર કરી અને તે યોજના મુજબ બપોર સુધીનો સમય બંદર પરના અધિકારીઓની ઓળખ કરવામાં ગાળ્યો અને બપોર પછી ઘોઘાની જાહોજલાલીના અવશેષ રૂપ ઘોઘાની સીમમાં પથરાયેલ ખંડીયેરોમાં ભટકવા અમે નીકળ્યા.

એક જમાનામાં, ઘોઘાના બંદર પર ૧૬ દેશોના વાવટા ફરકતા,'

એવું કહેવાનું. 'લંકાની લાડી અને ઘોઘાનો વર' એ કહેવત તો આપણી બાજુ ખૂબ જ પ્રચલિત છે. બંદરની એ જાહોજલાલીના અવશેષરૂપ આજે તો ત્યાં કાંઈ રહ્યું નથી. એ મોટા બંદરને માટે મીઠાં પાણીની વ્યવસ્થા કરવા બંધાયેલા તળાવની રચના જોયા બાદ, 'એક જમાનામાં બહુ જ વ્યવસ્થિત રીતે બંધાયેલું આ બંદર હશે,' તેવું આપણને જરૂર લાગે. શહેરની પશ્ચિમ બાજુ પર બે વિશાળ તળાવ, એક ઊંચાઈ પર અને પછી બીજું તેનાથી નીચેની બાજુ પર એમ બાંધેલા જોવા મળે છે. બાજુમાં વર્ષો જુની એક વાવના ખંડિયેર જોવા મળે છે અને તેનાથી આગળ ચાલતાં દક્ષિણ તરફ કિલ્લાના ખંડિયેર દેખાય છે. એક જમાનામાં સારાયે બંદરની ફરતો કોટ હશે, એમ ખંડીયેરો જોતાં લાગે. ગામમાં કેટલાક મકાનો પણ વર્ષો જુનાં કહી શકાય. આમ છતાં ઘોઘા બંદરનો જે ભવ્ય ઈતિહાસ આપણને વાંચવા મળે છે, તેનો ખ્યાલ આપતાં ખંડિયેરો ખાસ જોવા મળતાં નથી. તેરમી સદીના અને ચૌદમી સદીની શરૂઆતના તેના જાહોજલાલીના કે ત્યાંની પુરાતન પ્રથાના સાક્ષિ પૂરતા અવશેષો શોધવા માટે તો ત્યાં અહોજમાવી સંશોધન કાર્ય હાથ ધરવું પડે એવું અમને જણાયું.

પીરમનો શાહ કહો કે ઘોઘાનો રાણો કહો - ગોહીલવંશના એ શૂરવીર પુરૂષ અને ગોહીલવાડના અતિબળવાન રાજા મોખડાજી ગોહીલનું ધડ જ્યાં મહમદ તઘલખની સૈના સામે લડતાં લડતાં ઢળી પડ્યું તે સ્થાન 'મોખરો' ને નામે જાણીતું છે. પણ કમનસિબી તો એ છે કે સારાયે ગામમાં આજે તમે પૂછો તો એ ઈતિહાસ જાણનાર કે આ સ્થાન ક્યાં આવ્યું તે બતાવનાર ભાગ્યે જ કોઈ નીકળી આવે. આ સ્થાન ક્યાં આવ્યુ તે શોધવા માટે અને તેની મહત્તા સમજવા માટે ગ્રંથસ્થ થયેલા ઈતિહાસના પાનાં જ આપણે ઉથલાવવાં પડે.

ઘોઘાની વાંકીચૂકી ગલીઓમાં ભટકતાં ભટકતાં અને મોખડાજીનું શીર ક્યાં પડ્યું અને ધડ ક્યાં પડ્યું, તેની શોધ કરવામાં, હું તે ઈતિહાસમાં અટવાઈ પડ્યો.

• ઈસ્વીસન ૧૨૬૦ની સાલમાં મારવાડના સૂર્યવંશી ગોહીલ કુળના સેજકજી, સૌરાષ્ટ્રમાં જે વિસ્તાર આજે ગોહીલવાડને નામે પ્રચલિત છે ત્યાં સેજપુર નામની રાજધાની વસાવીને સ્થાયી થયા. આ રાજપુ વંશમાં રાજપુત ખમીર અને રાજ્ય વિસ્તારની મહત્વાકાંક્ષા તો હતાં જ અને તેમાં આવા બળવાન રાજ્યને સ્થિર થતું જોઈ, વણિક પ્રજાએ તેને દરવાજે ધા નાંખી. સારાયે ખંભાતના અખાતની ચાવી રૂપ એ પીરમબેટ અને ઘોઘા બંદર બન્ને તે વખતે કોળી ખારવાઓના હાથમાં હતાં. વેપારની તો ગતાગમ હતી નહીં, એટલે ખંભાતના અખાતમાંથી પસાર થતાં વહાણોને રંજાડવા સિવાય બીજો તેમનો વ્યવસાય નહોતો. તે વખતે ભાવનગર બંદરનું ઝાઝું મહત્ત્વ નહી અને ઘોઘા બંદર પર એ ચાંચિયાઓનો કબજો, એટલે બંદર બીલકુલ ભાંગી પડેલું અને વેપાર ધંધાનું નામનિશાન નહીં રહેલું. આ કોળી ખારવાઓની ચાંચિયાગીરીથી ખંભાત, ભરૂચ અને સુરતના વહાણવટીઓ ત્રાહ્ય ત્રાહ્ય પોકારી ગયા હતા. તે વખતે ગોહીલકુળનો કુળદીપક મોખડાજી, ગોહીલવાડમાં રાજ્ય કરે. 'શરણે આવેલાને સહાય ન કરે તો રાજપુતનું કુળ લાજે,' ત્યાં મોખડાજીની તો વાત જ શું કરવાની? મા ભવાનીના એ અઠંગ ઉપાસક. 'ભવાનીના ચારે હાથ મોખડાજીના માથા પર હતા,' એવું તે સમયે કહેવાતું. પોતાના બાજુબંધમાં હરહંમેશ હનુમંતની મૂર્તિ તેઓ બાંધી રાખતાં. આવા બળવાન પુરૂષનું દિલ સમસમી ઉઠ્યું. કસુંબાપાણીની રંગત છોડી, ગોહીલોને લઈ, તેઓ કોળીઓ પર તૂટી પડ્યા અને એક સામટાં સાતસો ખારવાઓને તલવારની ધારે ચડાવીને ઘોઘા અને પીરમ કબજે કરી લીધાં; પીરમ જેવા અભેદ્ય સ્થાનને જોયા બાદ કયા રાજવીને પાછા ફરવાનું મન થાય? મોખડાજીએ તો પીરમને જ રાજધાની બનાવી અને પીરમ પર મજબૂત કીલ્લો બાંધ્યો. ઘોઘાને પણ ફરીથી વ્યવસ્થિત બનાવી, વેપાર ધંધા માટે બંદર મોકળું કરી આપ્યું. દરિયા વચ્ચેના બેટ પર રાજ્ય જમાવતાં એ રાજપૂત યોદ્ધો, સાથે નાવીક પણ બન્યો. ચૂનંદા ગોહેલોનું નૌકાદળ તૈયાર કર્યું અને ખંભાતના અખાતમાં વિસ્તરેલી ચાંચિયાગીરીનું નામનિશાન મીટાવી દીધું.

એક બાજુ સુરત બંદર, વચમાં પીરમ અને બીજી બાજુ ઘોઘા એમ ત્રણે સ્થળે મજબૂત થાણાં નાંખ્યા અને ચાંચિયાઓને જેર કરવા ગોહીલોનો નૌકા કાફલો ખડે પગે તૈયાર રાખ્યો. વહાણવટાને બક્ષેલા આ અભયદાન સાથે ખંભાતના અખાતમાં ઘુમીવળી આરબ વેપારી કે પરદેશી વેપારીના જે કોઈ વહાણ તેમના સપાટામાં આવતાં તે લૂંટી લેવાનું પણ તે ચૂકતા નહીં. પીરમબેટ પરના ટેકરાઓ પર બાંધેલો મજબૂત કિલ્લો, બેટની ચારે બાજુ ફેલાયેલા કાનરા અને એ કાનરા, વચ્ચે ઉછળતા ભયંકર સાગર તરંગો. કોની તાકાત કે મોખડાજીનો કોઈ વાળ વાંકો કરી શકે? પણ ખંભાતના અખાતમાંથી પસાર થતા, દિલ્હીના એક આરબી વેપારીના એક સામટા ચૌદ વહાણ મોખડાજીએ લૂંટયા અને દિલ્હીના સુલ્તાન મહમ્મદ તઘલખનું સૈન્ય મોખડાજીને જેર કરવા ઈસ્વીસન ૧૩૪૭માં ઘોઘા પર તૂટી પડ્યું. ઘોઘા શહેરને ઘેરો નંખાયો પણ મોખડાજી તો પીરમમાં સહી-સલામત હતા. એ બેટ પર જવાની તો સૈન્યમાંથી કોઈની તાકાત નહોતી, લાંબા સમય સુધી તઘલખનું સૈન્ય મથ્યું પણ ઘોઘા શહેર ન પડ્યું. બીજી તરફ બેટમાં બેસી રહી કંટાળેલા રજપુત વીરને યુદ્ધે ચડવાનો નશો ચડ્યો અને એક રાતે વહાણમાં ઘોઘા આવી પહોંચી, વહેલી સવારે શહેરના દરવાજા ઉઘડાવી તઘલખના સૈન્ય પર તેઓ તૂટી પડ્યા. ભયંકર યુદ્ધ જામ્યું, મોખડાજીની તલવારે તઘલખના સૈન્યમાં કેર વર્તાવી દીધો પણ તેવામાં મોખડાજી પડ્યો. ઘોઘા દરવાજામાં તેનું શીર ધડથી જુદું થઈને પડ્યું. કહેવાય છે કે શીર છુટું પડ્યા છતાં ધડ લડતું રહ્યું અને શીર 'મારો, મારો,' પોકારતું રહ્યું. છેવટે તેના ધડને પણ પાડી દેવામાં આવ્યું. મોખડાજીનું ધડ જ્યાં પડ્યું, તે સ્થાન 'મોખરો'ને નામે જાણીતું થયું. મોખડાજીના પડતાં ઘોઘા પડ્યું અને પીરમ બેટ મહમદ તઘલખના હાથમાં પડ્યો. મહમદ તઘલખે પીરમના કિલ્લાનો નાશ કર્યો અને ઘોઘાને પણ છિન્નભિન્ન કરી નાંખ્યું. વહાણવટાને અભયદાન બક્ષનાર આ મોખડાજી ગોહીલ, તે યુગમાં દેવની જેમ પૂજાતો. ઘોઘામાં તો આજે તેનું નામનિશાન નથી રહ્યું પણ સુરત શહેર હજી તેને ભૂલ્યું નથી. સુરતના કાફલામાં રહેલ તથા

ઘોઘા પડ્યા બાદ આવી વસેલ રાણા જે આજે સુરતમાં ગોલા રાણા તરીકે ઓળખાય છે તેમણે મોખડાજીની મૂર્તિની સુરતમાં પ્રતિષ્ઠા કરી, જે આજે પણ પૂજાય છે, અને માતાના નવરાત્રીના દિવસોમાં તો સુરત શહેરના ઘરેઘર હજી આ ઘોઘારાણાની પ્રતિષ્ઠા થાય છે અને તેની પૂજા થાય છે. ઘોઘારાણા તરીકે સુરતમાં ઓળખાતા મોખડાજી ગોહિલની મૂર્તિ કોણે ઘડી છે તેની તો ખબર નથી, પણ એ મૂર્તિને જોતાં, ઇતિહાસે વર્ણવેલ એ પરાક્રમી પુરૂષનો સાક્ષાત્કાર થયા વિના આજે પણ રહેતો નથી. એ ગૌરવ ગાથાને યાદ કરતો, ઘોઘાની ગલીઓમાં હું ઘૂમી રહ્યો હતો. લગભગ ઉજ્જડ બની ગયેલું હોય તેવું આ ગામ લાગે છે. બંદરને પરિણામે ખલાસીઓનાં ને માછીમારોનાં થોડાં ઘરો દેખાય, બંદરને કારણે વળી કેટલોક વેપારી વર્ગ ત્યાં રહે, મુસ્લીમોની વસ્તી ઘણાં મોટા પ્રમાણમાં પણ લગભગ બધા સફરે ચડનારા એટલે સાંજ પડતાં ગામ સૂમસામ બની જાય. અમે પણ થાકી, કંટાળી, છેવટે સાંજ પડતાં, ગામ બહાર આવેલ ગરમ પાણીના ચોક ઝરામાં ખૂબ નાહ્યા અને પછી વહાણ પર પાછા ફર્યા.

જમી પરવારી બંદરની દીવાદાંડી પાસે આવીને બેઠા. બંદરના હેડલાઈટ—હાઉસકીપર સરદાર નરેન્દ્રસિંઘ, અમે ઘોઘા આવ્યા ત્યારના બહુ જ સારી રીતે અમારી જોડે ભળી ગયા હતા. અમને જોઈતી સગવડો ઊભી કરવામાં તેમને આનંદ પડતો હોય તેવું જણાયું. ઘોઘામાં તેમની નોકરી થયા બાદ પહેલ વહેલી વાર તેમને અમારા જેવાનો સંગાથ મળ્યો હતો. પૂનમની રાત હતી અને ચાંદની પૂરબહારમાં ખીલી હતી. સમીરની લહેરીઓ અને સાગરનું ગર્જન એક ધારું ચાલુ હતું. સરદાર નરેન્દ્રસિંઘ સાથે ટોળે વળી, અમે વાતે વળગ્યા. દૂર દૂરથી ગામના લોકોનો હોળીની ઉજવણીનો કોલાહલ કાને અથડાયા કરતો હતો. લોકોત્સવમાં રાચતા જનસમુદાયનો એ શોરબકોર, 'પ્રકૃતિએ બિછાવેલ 'સૌંદર્યની રસલહાણ લૂંટવા નિમંત્રણ દેતું સાગરનું એ સર્જન, એ બે શોરની વચ્ચે અમારી નાનીશી ટોળી કોઈક જુદો જ સૂર જગાવી રહી હતી. અમારી ચર્ચા વિચારણાનો મુખ્ય સૂર હતો, 'પીરમનો બેટ અને તેની ચોગરદમ ફેલાયલા ઓગણત્રીસ ખડકો."

# પ્રકરણ પાંચમું

And thus thy memory is to me,
Like some enchanted far-off isle,
In some tumultous sea,
Some ocean throbbing far and free,
With storms- but where meanwhile
Serenest skies continually
Just o'er that one bright island smile.'

. ત્રીજી માર્ચની સવાર પડી અને અમારા પ્રવાસના ત્રીજા દિવસે શું કરવું તેની યોજના કરવા માટે ગરમ ચા પીતાં પીતાં અમે વહાણના તૂતક પર ટોળે વળ્યા. આગલા દિવસની રાતથી દક્ષિણ બાજુથી સખત પવન ફુંકાવો શરૂ થયો હતો અને દરિયામાં તોફાન જાગશે તેવાં ચિહ્નો સ્પષ્ટ વરતાઈ આવતાં હતાં. સવારના દરિયાકિનારે ચાલતા ચાલતા પીરમની બરાબર સામે, સૌરાષ્ટ્રના દરિયા કિનારા પર આવેલા કુડા, કોળીયાક અને હાથપ ગામની મુલાકાત લઈ આવ્યા. આ ત્રણે ગામોમાં દરિયાકિનારા પર રાજવીઓએ બંધાવેલા સુંદર બંગલાઓ આજે તો વેરાન પડ્યા છે. કુડા ગામને કીનારે, કુડાગર માતાની દેરી પાસે લગભગ ચાળીશેક જેટલા પાળિયા ઊભા કરેલા દેખાય છે, ત્યાંથી પીરમ ખૂબ જ નજીક લાગે છે. કિનારા અને બેટ વચ્ચે લગભગ ત્રણ માઈલનું અંતર હશે. અમે ગયા ત્યારે ઓટનો સમય હતો એટલે વચમાંના ખરાબા બધા ઉઘાડા પડ્યા હતા. વચમાં જ એક નાની ખાડી ઘોઘા બંદરના દરિયા તથા દક્ષિણ સાગરને જોડતી હતી..ખરાબા પર ઠેકડો મારતા મારતા અને ખાડીને તરી જઈ પીરમ પર પહોંચી જવાય એવું લાગતું હતું. પણ આ ખડકોની જાત એવી ખરાબ હતી કે તેના પર ચાલવા જતાં જ પગ ચીરાઈ જવાની બીક લાગે, તો પછી ઠેકડો મારવાની તો વાત જ ક્યાં કરવાની ?

એમ કહેવાતું કે, એક જમાનામાં આ સ્થળેથી પીરમ સુધી ગાડા-રસ્તો જતો હતો. આ ઉઘાડા પડેલા ખરાબા જેનાં મન કદાચ એ માનવા તૈયાર થાય પણ વચમાંની ખાડી ખાસ્સી ૬૦ વામ ઊંડી છે અને ભરતી ઓટ વખતે તો આ વિસ્તારમાં એવું ભયંકર તોફાન જાગે છે કે, ત્યાં પુલ હોઈ શકે તેવું વિચારવું જ મૂર્ખાઈ ભરેલું લાગે.

રખડી રવડી પાછા ફર્યા ત્યારે કકડીને ભૂખ લાગી હતી. આ પ્રવાસમાં રસોડું કાંતિભાઈના હાથમાં હતું એટલે ભોજનના ધોરણ વિષે તો શંકા લાવવાની હતી જ નહીં, અને તેમાં પાછો આજે તો પૂનેટીનો દિવસ હતો એટલે કાંતિભાઈના રસોડામાં લાડુ, ભજીયાં, રાઈતું, શાક અને બીજી કાંઈ જાતજાતની વાનગી અમારી રાહ જોઈ રહી હતી. ખૂબ ધરાઈને બધા જમ્યા, થોડા સમય માટે તો અહીં ઘોઘામાં પડી રહેવું પડ્યું તે ભૂલાઈ ગયું અને વાતાવરણ આનંદીત થઈ ઉઠ્યું. પણ આ આનંદ-ઉલ્લાસ બહુ લાંબો સમય ટક્યાં નહીં. અમે ભોજન કરવા બેઠા હતા ત્યારે જ બંદરની કસ્ટમ ઓફિસ પર લોકો ટોળે વળ્યાં હતાં અને કટાયેલા મોંઢા સાથે અમારા ટંડેલને તે તરફથી આવતો જોઈને જ અમને ધ્રાસ્કો પડ્યો. જે રાત્રે અમે સફર કરી રહ્યા હતા તે જ રાત્રે અમારી સાથે જ સફર કરી રહેલા અને રસ્તો ચૂકતાં પીરમના કાતરાની અડફટમાં આવી ભાંગીને ભુક્કો થયેલા વહાણના ખલાસીઓ પીરમબેટ પરથી ઘોઘા આવી પહોંચ્યા હતા. અમારા ટંડેલના હાંજા ગગડી ગયા હતા. અમને આવીને સંભળાવી દીધું, "મારૂં વહાણ લઈને હું પીરમ નહીં આવું, દરિયો ગરમ છે અને પીરમદેવ રૂઠેલા છે." અમારો તો બધો જ નશો ઊતરી ગયો, બીજાું બધું કામ છોડી અમે તો પીરમ જવા માટે કાંઈક વ્યવસ્થા કરવાની તજવીજમાં પડયા. બધાએ અમને સમજાવવા પ્રયત્ન કર્યો, પણ અમારે તો પીરમ ગયા વગર પાછા ફરવું જ નહોતું. "હીરો ઘોઘે જઈ આવ્યો" એમ કહેવડાવવાની અમારામાંથી કોઈની તૈયારી નહોતી. છેવટે ઘોઘાના કસ્ટમ અધિકારી મી. ઝાલાને અમારી મક્કમતાએ પીગળાવ્યા. બાબુભાઈ વહાણ-દલાલને અમારી આ વર્તણુંક નવાઈ પમાડે તેવી તો લાગી, પણ

છેવટે તેમની પણ હમદર્દી અમે મેળવી અને એ બંનેએ પ્રયત્ન કરી અમને પીરમ લઈ જવા માટે બીજા એક નાના વહાણની વ્યવસ્થા કરી આપી. આ વહાણના ટંડેલ પ્રેમાભાઈ ભારે હિંમતવાળા નીકળ્યા. તેમને અમારી જમાત ગમી ગઈ અને અમને તેમનો સંગાથ પસંદ પડ્યો. સારાયે ઘોઘા બંદરમાં પીરમના કાતરાના ભેદનો જાણકાર આ એક જ ખલાસી છે. "પીરમ બેટ પર પહોંચવા માટે જ્યારે તમે કહો ત્યારે તે તૈયાર. માણસ છાતીવાળો પણ ખરો. તેની હિંમતનું પારખું અમને બીજે દીવસે સવારે જ જોવા મળ્યું.

અમારા કમનસીબે સાંજ પડતાં તો તોફાન વધ્યું અને અંધારું થતાં ભાવનગર તેમજ ઘોઘા બંદરોની, અખાતમાં ફરતાં વહાણોને ચેતવણી આપતી ભયસૂચક બત્તી ઝબકી ઊઠી. વહેલી સવારના ઓટની શરૂઆત થતાં જ અમારે નીકળવાનું હતું. રાતના આરામ લેવા માટે અમે વહાણમાં ભરાયા ત્યારે પણ પવનના સુસવાટા ચાલુ જ રહ્યા હતા અને વહાણ બંદરમાં હોવા છતાં મોજાંની એવી થપાટો લાગતી હતી કે સારું યે વહાણ હચમચી ઊઠતું હતું. થોડો આરામ કરવાની ઈચ્છાથી, મેં બીસ્રો ખોલીને તેમાં લંબાવ્યું. સવારના ભટકવા ગયેલા એટલે સારો એવો શારીરિક થાક લાગ્યો હતો, ઉંઘ લેવાની ખૂબ ઈચ્છા હતી પણ મનના ઉદ્વેગે ઉંઘ હરામ કરી દીધી. દરિયામાં તોફાન વધતું હતું. સવારે શું થશે ? પીરમ જવાશે કે નહીં જવાય, એ વિચારોથી ઘેરાયેલું મન જંપવાની ના પાડતું હતું. વિધિએ પણ કેવી ક્રૂર રમત મારી સાથે માંડી હતી ! કેટલા નિષ્ફળ પ્રયત્નો બાદ, આ વખતે અહીં ઘોઘા સુધી આવી શકાયું હતું ?

૧૯૬૦ માં બધું નક્કી જ હતું, સાથીઓ પણ તૈયાર હતા અને દરિયામાં કમોસમનું તોફાન જાગ્યું. મોરભગવાથી તે વખતના કસ્ટમ અધિકારીનો તાર આવ્યો, 'પ્રવાસ બંધ રાખો, વહાણ નહીં જઈ શકે.' ૧૯૫૯ ની ૨૨ મી એપ્રિલે સુરતથી એક પત્ર આવ્યો: 'પ્રવાસનું

નક્કી છે, તારીખ બીજી મેને દિવસે નીકળશું'. હું ઉત્સાહભેર, અમદાવાદમાં પ્રવાસની તૈયારી કરવા લાગ્યો. તારીખ પચ્ચીસમી એપ્રિલે પત્ર આવ્યો, 'પ્રવાસમાં જવાય તેવું લાગતું નથી'. મેં જવાબ વાળ્યો: 'કોઈપણ સંજોગોમાં જવું જ છે.' તારીખ ૨૮મીએ બીજો પત્ર અને તાર મળ્યા, 'પ્રવાસ બંધ રાખ્યો છે.' તે વખતે દરિયો તો શાંત હતો પણ કોઈના દિલમાં જાગેલા તોફાનની એંધાણી આપતી, તે મોકુફી હતી. આ નિષ્ફળતાઓ પછી, આજે તો ઘોઘાના બંદરમાં ફક્ત એક રાતનો જ સમય વચમાં હતો, છતાં સફળતા મળશે કે કેમ તેની શંકા હતી. 'માનવીના સારાયે જીવનની પણ આવી જ અનિશ્ચિતતા હોય છે ને ? કોઈ ફીલસુફની છટાથી મેં આશ્વાસન લેવા પ્રયત્ન કર્યો.

પીરમબેટ સમા સૌંદર્યધામ જેવું, જીવનમાં પણ ઉચ્ચ કોટીનું લક્ષ્ય રાખી મેદાને પડીએ, તો ભયંકર તોફાન વચ્ચે અને મોતના સાક્ષાત્કાર કરાવતા ખરાબાઓની વચ્ચેથી જ વહાણને આગળ ધપાવવું પડે. તેમાં, પ્રેમાભાઈ જેવા ટંડેલ હોય તો નાવને ધારેલ સ્થાને પહોંચાડી દે અને ખોટા હરિ જેવા ટંડેલ હોય તો વચમાં જ આપણા નામની પોક મૂકવી પડે. આ શંકા વચ્ચે પણ, આ પ્રવાસના કેટલાક સાથીઓ એવા હતા કે, જેઓ પીરમ ગયા વગર પાછા ફરી હાંસી પાત્ર બનવાને બદલે પીરમના કાતરામાં વહાણને ભટકાવી મોતને ભેટવાનું વધુ પસંદ કરે, એટલે પીરમ પહોંચાશે જ તેવી મનમાં ધરપત હતી. આ વિચારોમાં ને વિચારોમાં જ લગભગ સવારના ચારનો સુમાર થયો અને અમે પ્રેમાભાઈના વહાણમાં ગોઠવાયા. ઓટ શરૂ થયો હતો અને વળતાં પાણી સાથે અમારે પીરમ તરફ જવાનું હતું. પાણી જેટલાં વધારે હોય તેટલા ખરાબા વધુ ઊંડા, એટલે સહીસલામતી વધારે, પણ અમારે માટે સહીસલામતી ઊભી કરવા જ કોણ માંગતું હતું ? કુદરતને તો અમારી બરાબર કસોટી લેવાનું નક્કી કર્યું હતું. લંગર ઉપાડી વહાણ છોડવાની જેવી તૈયારી શરૂ થઈ કે તરત જ દક્ષિણ—પશ્ચિમમાંથી 'વાધર' (Sea-fog)

ધસી આવી. જોતજોતામાં તો, દસ ફૂટ દૂર પણ જોઈ ન શકાય તેવું ઘાડું ધુમ્મસ જામ્યું. ધુમ્મસ હઠવાની રાહ જોતા અમે વહાણ પર ગપ્પાં હાંકતા બેઠા. હવામાને પણ આમારી મજાક શરૂ કરી હતી, પવન ચાલુ જ હતો એટલે થોડીવાર એમ લાગે કે, હવે 'વાધર' ખસી જશે અને તુરત જ પાછું ધુમ્મસ છવાઈ જાય. થોડી આશા બંધાતા વહાણ બંદર બહાર કાઢ્યું પણ બહાર નીકળતાં જ એવું ધુમ્મસ ફરી પાછું છવાયું કે પાછા ફરવાની સૂચના થઈ અને વહાણ પાછું બંદરમાં લીધું. પ્રેમાભાઈ એમ પાછા પડે તેવા નહોતા. આકાશ જરા ચોકખું થતાં અને પ્હોફાટતાં તેમણે ફરી એક વાર વહાણ છોડ્યું. અજવાળું ઠીક ઠીક થવા માંડ્યું હતું, છતાં હજી ધુમ્મસ તો હતું જ. પાછી 'વાધર' ધસી આવતાં આમારામાંના કેટલાક પાછા ફરવાનું સૂચન કરવા લાગ્યા અને ફરીથી વહાણને પાછું વાળ્યું. સૂરજ ઊગતાં વાધર જશે એવું માની, બંદરથી થોડે દૂર અમે થોભ્યા. પાણી ઠીક ઠીક ઊતરી ગયાં હતાં. જો સમય ચૂકીએ તો પીરમ જવાનું માંડી વાળવું પડે, એવી પરિસ્થિતિ હતી. છેવટે સૂરજ નીકળતાં ફરીથી સઢ છોડ્યા. આમારામાંના કેટલાકના મનમાં હજી પાછા વળવાને વિચાર તો હતો જ, પણ બીજા કેટલાકે પ્રેમાભાઈના સૂરમાં સૂર પુરાવ્યો અને પીરમ બેટના પૂર્વ કિનારા તરફ પહોંચવા આમારી હોડી પૂરપાટ આગળ વધી. શરૂઆતમાં તો આમારી હોડી સરસ રીતે જઈ રહી હતી, પણ થોડા સમય પછી અમે પીરમના ઉત્તર તરફના કાતરામાં પેઠા ત્યારે જ એ કાતરાની ભયાનકતાનો અમને ખ્યાલ આવ્યો. ખરાબા સાથે અથડાઈને ખૂબ ઊંચા શંકુ આકારનાં મોજાં થતાં હતાં અને ચારે બાજુ પરથી એ પાણી પાછાં ફેંકાતા, ખરાબાની વચમાં જ્યાં ખાડાઓ હતા અને જ્યાં ખાઈઓ હતી ત્યાં ભયંકર વમળો થતાં હતાં. ખરાબાઓ સાથે અથડાતાં સાગરનીર અને પાછા પછડાતાં મોજાં એવી ભયંકર ગર્જના કરતાં હતાં કે કાન ફાટી જતા હતા. હોડી લઈને ફરતાં ફરતાં, શાંત રીતે રૂમઝુમ કરતાં વહેતાં સરિતાનાં નીરમાં કે પત્થરોમાંથી જલદ્ગતિએ વહેતાં નીરમાં, ચોતરફ ઊઠતાં સુમધુર સંગીત વચ્ચે પાર્વતીનું લાસ્યનૃત્ય

તો અનેકવાર નીહાળ્યું હતું, પણ શિવતાંડવનું દર્શન તો અહીં મને પ્રથમ વાર જ આ સાગરનીરમાં થતું હતું. ચારે પાસ ઉઠતી ગર્જનાઓ પણ તે નૃત્યને અનુરૂપ જ હતી. આર્યશૂરે વર્ણવેલ "વડવામુખ" તે આજ ખરાબા હશે તેની મને ખાતરી થઈ ગઈ. ભાવનગર તો ઈ. સ. ૧૭૨૩ માં ગોહીલ વંશના રાજવી ભાવસિંહજી-પહેલાએ વસાવ્યું, પણ તે પહેલાં તે સ્થળ વડવાને નામે ઓળખાતું. એટલે આ ખરાબા 'વડવા-મુખ'ને નામે જાણીતા હશે એમ માની શકાય. 'વડવામુખ,' વહાણવટીઓ માટે મોતનું સ્થાન ગણાતું. સુપારગે વહાણવટીઓને કહ્યું હતું તેમ :—

यत्प्राप्य न निवर्तन्ते मृत्योर्मुखमिवामुखम् ।
अशिवम् समुपस्ताः स्थितः तदेतद्वडवामुखम् ॥

"સાક્ષાત મૃત્યુના મુખ જેવું જ, જેનું મુખ છે, જ્યાં પહોંચ્યા પછી પાછા નથી ફરી શકાતું તે આ અમંગળ વડવામુખમાં તમે પહોંચી ગયા." અમે પણ એ વડવામુખમાંથી આગળ વધતા અને

भीमे श्वभ्रम् इवार्णवस्य निपतत्येतत्समग्रं जलम् ।

સમુદ્રનું બધું પાણી ખાડામાં પડી રહ્યું હોય તેવા સ્થાનનો સાક્ષા-ત્કાર કરતા કરતા પીરમના ઉત્તર-પૂર્વના કિનારા પર પહોંચ્યા. ત્યાં વહાણને લાંગરી પૂરેપૂરો ઓટ થતાં સાવચેતીથી ખરાબા વટાવતા અમે રેતીમાં પહોંચ્યા અને ત્યાંથી સીધા દીવાદાંડી તરફ આગળ વધ્યા. બેટની સૌથી વધુ ઊંચી જગ્યાએ આ દીવાદાંડી હતી, અને પાસે બે ત્રણ પાકાં મકાનો બાંધેલાં હતાં. દીવાદાંડી સાચવવા રહેતા એ બે ત્રણ કુટુંબો સાથે અમે વાતે વળગ્યાં. દીવાદાંડીના સ્થાન પાસેથી બેટનો સારોયે વિસ્તાર જોઈ શકાતો હતો. ઓટ થતાં પીરમના ચારે બાજુ પથરાયેલા ખરાબા ખુલી ગયા હતાં. અને ભાત ભાતના, રંગબેરંગી દરિયાઈ પક્ષીઓનાં ટોળેટોળાં ઠેર ઠેર બેઠાં હતાં. દીવાદાંડીના દક્ષિણ બાજુના, પશ્ચિમ કિનારા તરફ મોટા મોટા કેકરાઓ હતાં અને તેની બીજી બાજુ પર સરસ મઝાનો સપાટ

પ્રદેશ હતો, અને ત્યાં ખેતરો હતાં. દીવાદાંડીની ઉત્તર તરફનો, પશ્ચિમ કીનારાનો ભાગ રેતાળ હતો અને રેતીના મોટા ટેકરાઓ હતા. ઉત્તર તરફનો બધો જ ભાગ ટેકરાઓથી છવાયેલો હતો અને એ ટેકરાઓની વચમાં બાવળની તેમ જ બીજાં કેટલાંક વૃક્ષોની સારી એવી ઝાડી હતી. બેટની વચ્ચે બે મીઠાં પાણીના કૂવાઓ હતા અને તે કુવાઓ ત્યાંના ત્રણ કટુંબો, તેમના દસ બાર ઢોર તથા બેટ પર છૂટાં મૂકી દીધેલાં બીજા પચાસ સાઠ જંગલી ઢોરોને બારે માસ પાણી પૂરૂં પાડતા હતા.

મોખડાજી ગોહીલના કિલ્લાના ખંડિયેરો તો ખાસ જોવા મળ્યાં નહીં. ફક્ત કિલ્લાની પશ્ચિમ બાજુની દીવાલ હજી નજરે પડતી હતી. જ્યાં દીવાદાંડી હતી તે સ્થળ પહેલાં 'ગઢી' હશે એવું કહેવાય છે અને ત્યાંથી નીચે ઉતરતાં જ કિલ્લાનો મુખ્ય દરવાજો હતો, જે થોડાં વર્ષ પહેલાં જ તૂટી ગયો એવું ત્યાં વસતા માણસોનું કહેવું હતું. બેટનો વિસ્તાર પ્રમાણમાં મોટો કહી શકાય, વળી કાળી માટીના પડ પર રચાયેલા રેતીના ટેકરાઓને પરિણામે અને ઝાડીને પરિણામે બેટ સુંદર પણ લાગે છે. દીવાદાંડી પર ચઢીને જોયું ત્યારે, ચાંચીયાઓ માટે આ બેટનું શા માટે મહત્ત્વ હતું, તે સમજાયું. દીવાદાંડી પરથી એકી નજરે સારાયે અખાતનો વિસ્તાર જોઈ શકાતો હતો. સૌરાષ્ટ્રનો તે બાજુનો સારોએ-કિનારો તથા ખાખરાના ડુંગરો સુધીનો પ્રદેશ સ્પષ્ટ જોઈ શકાય છે. અને બીજી બાજુ નર્મદાના મુખનો વિસ્તાર સ્પષ્ટ જોઈ શકાય છે. દીવાદાંડીની સાચવણી માટે રહેનાર વ્યકિત હતી, 'મંછા ભીખા ગોહેલ'. નામ સાંભળીને મને થયું કે હજી બેટનો કબજો ગોહીલ કુળે રાખ્યો છે ખરો. જુવાળ શરૂ થાય તે પહેલાં અમારે પાછા વહાણ પર જવાનું હતું. એટલે દીવાદાંડી પાસે ચા-નાસ્તો પતાવી, ત્યાંના રહીશોની વિદાય લઈ, અમે ઉત્તર બાજુની ઝાડીમાં તથા ટેકરાઓમાં થોડું ભટકવા નીકળ્યા. કોમીસેરીયટના અહેવાલ મુજબ—

'The Adjacent island of Piram, is still interesting for its fossil-remains of extinct varieties of such mammels as the elephant, the rehnoceros, the hippopotamus etc.'

મને તો એ બધાં જાનવરો જીવતાં હોત તો કાંઇ રસ હતો, બાકી તેમના હાડપિંજરો શોધવામાં રસ હતો નહીં અને તેનો અભ્યાસ પણ નહોતો, એટલે અમે તો કિલ્લાના ખંડિયેરો જોતાં જોતાં જંગલી બની ગયેલા ઢોરોને ઝાડીમાં આમથી તેમ ભગાવતા, પહોંચ્યા મોખડાજી ગોહીલના પાળિયા પાસે. મોખડાજીના પાળિયા પાસે ખાસી એવી મોટી હનુમાનની મૂર્તિ હતી અને ચારે બાજુ નાળિયેરના કોચલાં અને અફીણની કાંકરીઓ પડી હતી. બાજુમાં લાકડાના એક ઊંચા થાંભલા પર ધોળી ધજા ફરકી રહી હતી. પીરમ બેટ પર આમ તો કોઈ ખાસ આવતું જતું નથી. દીવાદાંડી પરની 'વીઝીટ—બુકમાં' અમે જોયું તો જણાયું કે છેલ્લાં ત્રણ ચાર વર્ષના ગાળામાં વીસ બાવીસ માણસોએ આ બેટની મુલાકાત લીધી હતી. અને તેમાં પણ મોટા ભાગના તો દીવાદાંડીની તપાસ માટે આવેલા અધિકારીઓ જ હતા. આમ છતાં અવારનવાર ભરવાડો, ઘેટાં બકરાં કે ઢોર ચારવા માટે બેટ પર ઉતરી આવે છે અને ચોમાસા પછી બાર તેર કુટુંબો ખેતી માટે આવી વસે છે. એ બધાંમાંથી મોખડાજીના પાળિયા પાસે જે કોઈ જાય, તે મોખડાજીનું રટણ કરી અફીણની એક કાંકરી મોખડાજીના નામે ત્યાં મુકતો જાયછે. પીરમ પાસે થઈને પસાર થતા વહાણના ખારવાઓ પણ મોખડાજીને નામે થોડું ભાથું દરિયામાં પધરાવે છે, એવું અમને જાણવા મળ્યું. એ ટેકરાઓમાં રખડી રખડી અમે થાક્યા એટલે પાછા ફર્યા.

જુવાળને હજી વાર હતી, જુવાળ પહેલાં વહાણ તરતું થાય તેમ હતું નહીં. ખરાબા છોડયા બાદ બેટના ઉપરના ભાગમાં મહેરામણને કાંઠે સરસ મઝાની મુલાયમ રેતીની બીછાયત બીછાવેલી હતી, તેમાં હું જરા આડો પડયો. સૂર્ય તો બરાબર માથા પર ધખી રહ્યો હતો. જીવનના મધ્યાન્હ સમીજ ઉગ્રતા તેનામાં વરતાતી હતી. એ ધખારામાં વિશ્રામ લેવાને માટે કોઈ મીઠી છાંયડી તો હતી જ નહીં, એટલે એ બીછાયતમાં જ મેં તો લંબાવ્યું. સમીરની ધીમી ધીમી લહેરીઓએ અને સાગર-નીરના દૂર દૂરથી આવતાં મધુર ગુંજને મને સ્વપ્નોની દુનિયામાં ધકેલી દીધો. મારી પાસે બેસી કોઈ ગાઈ રહ્યું હતું:

ઓ સપનોનાં રાજા.........ઓ સપનોના રાજા
રેતીના મહેરામણ કાંઠે, બે રૂડાં બંધાયા ગાંઠે,
આજ વછોડી ગયા સાજન, અમને છોડી, અમને છોડી;
કાળજડાંના સુનારે દરવાજા......ઓ સપનોના રાજા...

એ કોણ ગાતું હશે તે જાણવા અને જોવા, આંખો ચોળતો હું બેઠો થઈ ગયો. ચારે બાજુ નજર ફેરવી જોયું તો એ જ નીરવતા હતી. સપનાની સાથે તે વ્યકિત પણ સપનાની જેમ જ અદ્રશ્ય થઈ ગઈ હતી. થોડે દૂર ટોળે વળી પ્રવાસના સાથીઓ રેડીઓ દેવની આરાધના કરતા બેઠા હતા. રેડીઓ પર કોઈક ગુજરાતી રૂપકના ગીતના સૂર ગાજી રહ્યા હતા—

તારે ભરોસે રામ, હોડી મેં છોડી
એને સાગરની પાર તું ઉતારજે,
હેલા સાગરની પાર તું ઉતારજે.

અને તે જ વખતે હોડીમાંથી પ્રેમાભાઈનો સાદ સંભળાયો: "ચાલો હોડીમાં બેસી જાઓ, થોડીવારમાં પાર ઉતારી દઉં." જુવાળની શરૂઆત થઈ ચૂકી હતી. અમે બધા હોડી પર ચઢી ગયા અને થોડા જ સમયમાં તો અમારી હોડી ઘોઘા તરફ, ઉછળતી ઉછળતી આગળ વધવા માંડી.

ઘોઘા પહોંચ્યા અને સમાચાર મળ્યા, "દરિયામાં તોફાન છે એટલે મોરભગવા માટે હોડી નહી છુટી શકે". કસ્ટમ અધિકારી, વહાણ દલાલ કે ટંડેલ કોઈ હોડી છોડવાની તરફેણમાં નહોતા. અમે બધા ભેગા થયા અને છેવટનો નિર્ણય લીધો. બીજે દિવસે સવારે મોટર પકડી ઘોઘાથી ભાવનગર અને બીજી મોટરમાં ભાવનગરથી અમદાવાદ આવી પહોંચ્યા. છૂટા પડતી વખતે બધાને એક જ આનંદ હતો કે, છેવટે પીરમ બેટની મુલાકાત લઈ શકાઈ ખરી, વર્ષોની મનમાં સંઘરી રાખેલી મહેચ્છા અને ત્રણ ત્રણ વર્ષની નિષ્ફળતા પછી આજે ધારેલું લક્ષ્ય વીંધાયું હતું એટલે મન જરા હળવું બન્યું હતું અને કાંઈક નવું જ વિચારવાની મોકળાશ પણ મળી હતી.